# સત્સંગીઓને આશ્વાસન.

રાધાસ્વામી સત્સંગ મંડળ તરફથી

પ્રકાશક વકીલ છોટાભાઈ ચતુરભાઈ પટેલ.

બોરસદ.

"ચરોતર પ્રીન્ટીંગ પ્રેસ"—બોરસદમાં પટેલ મનોરભાઈ

કુબેરભાઈએ છાપ્યું.

राधास्वामी दयाळनी दया

राधास्वामी सहाय.

# સત્સંગીઓને આશ્વાસન.

[ હજુર મહારાજના અવસાન પછી મહારાજા સાહેબે સત્સંગીઓને તેમના પત્રોના જવાબમાં આશ્વાસનના પત્રો લખેલા તેનું ભાષાંતર. ]

પ્રથમાવૃતિ. પ્રત ૨૦૦.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બોરસદ રાધાસ્વામી સત્સંગ.

કીંમત રૂ. ૦-૮-૦.

શ્રી "બોરસદ પ્રીન્ટીંગ પ્રેસ"—બોરસદમાં પટેલ મનોરભાઈ કુબેરભાઈએ "રાધાસ્વામી સત્સંગ"ને માટે છાપી.

# પ્રસ્તાવના.



રાધાસ્વામી ટ્રસ્ટ તરફથી "સોલેઇસ ટુ સત્સંગીસ" એ નામનું એક ઇંગ્રેજીમાં પુસ્તક બાહાર પાડેલું છે. આ પંથના પ્રથમ સંતસતગુરૂ હજુર સ્વામીજી મહારાજ હતા. તેમના પછી બીજા સંતસતગુરૂ હજુર મા-હારાજ (રાય શાળીંગરામ બાહાદુર) હતા. તેઓના અવસાન પછી કેટલાક સત્સંગીઓએ **પંડિત શંકર શર્મા મીસ્ત્ર,** જેઓ પછવાડેથી ત્રીજા સંત-સતગુરૂ તરીકે પ્રગટ થયા હતા, તેમને દીલગીરીના પત્રો લખેલા; તેના જવાબમાં તેઓએ તેમને કેટલાક આશ્વાસનના પત્રો લખેલા. સદરહુ પત્રો એકત્ર કરી ઉપર બતાવેલા નામનું એક પુસ્તક રાધાસ્વામી ટ્રસ્ટ તરફથી પ્રગટ કરવામાં આવ્યું છે. તે પુસ્તક સતસંગીઓને ઘણું બોધ આપનારૂં અને અભ્યાસમાં મદદ કરે તેવું છે; તેથી તેનું ગુજરાતી ભાષાંતર કરી "સત્સંગીઓને આશ્વાસન" એ નામથી આ પુસ્તક બાહાર પાડવામાં આવ્યું છે. પરમપુજ્ય પરમહંસજી મહારાજ નાંદેદથી પોતે બોરસદ ચાલુ સાલમાં ઉનાળામાં આવેલા, તે વખતે તેમણે આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર કરવામાં આવે, તો ગુજરાતી જાણનાર સત્સંગીઓને ઉપયોગી થાય, એવી ઇચ્છા દર્શાવેલી તે ઉપરથી બોરસદના સત્સંગી મંડળે તેનો તરજુમો કરી છપાવવાનો વિચાર કર્યો, અને છેવટે તે વિચાર પ્રમાણે તેને છપાવીને બાહાર પાડવામાં આવ્યુ છે.

સદરહુ તરજુમો કરીને પુસ્તક છાપવા સારૂ રાધાસ્વામી ટ્રસ્ટની પરવાનગી માગવામાં આવેલી, અને ટ્રસ્ટ તરફથી હાલના સતસતગુરૂ હજુર બાબુજી મહારાજે સત્સંગીઓ ઉપર ઘણી દયા અને મહેર કરી તે પ્રમાણે કરવા પરવાનગી આપી છે; અને તેના આધારે આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે.

**બોરસદ** લી.

તા. ૧-૫-૧૮. બોરસદ સત્સંગી મંડળ.



## રાધાસ્વામી દયાળની દયા

## રાધાસ્વામી સહાય.

# સત્સંગીઓને આશ્વાસન.

અલ્લાહાબાદ, તા. ૧૮-૧૨-૯૮.

મ્હારા વહાલા !

હજુર મહારાજના એચિંતા અવસાને આપણ બધાને એક મોટો ધોકો પહોંચાડયો છે. એમાં સંશય નથી: અને તેથી કરીને આપણો એક આધાર સ્થંભ કે જેને આધારે આપણું શરણ હતું તે તુટી પડયો છે; પરંતુ તેમણે આપણી સાથેનો બધો સંબંધ તોડી નાખ્યો નથી; ઉલટું પહેલાંના કરતાં વધારે બારીકાઇથી તે આપણી આત્મીક ઉન્નતીની હાલ સંભાળ લે છે. અને વળી આંતરીક રીતે આપણને વિશેષ મદદ આપે છે; તેથી કરીને બીજા સાધ અથવા સંતનો આશ્રય લેવાનો સવાલ હાલ ઉભો થતો નથી મારા અભિપ્રાય પ્રમાણે આ વખત આંતરીક ભજનનો છે. અને જે કોઇ સાવધાનતાથી અને આતુરતાથી ભજન કરશે, તેને અંદર હજુર મહારાજ તરફથી દેખીતી મદદ મળશે. આગળના પ્રમાણે તમારે હૈદ્રાબાદ અને કરાંચીમાં તમારો સત્સંગ ચાલતો રાખવો. જરૂર હોય તો આ પત્રની હકીકત કરાંચીના સત્સંગીઓને પણ પત્રદ્વારા લખી જણાવશો.

તમારો સ્નેહાધીન.

બી. એસ. મીસ્ર.

# રાધા સ્વામી.

**અલાહાબાદ, તા. ૧૨-૫-૯૫.**

**વહાલા ભાઇ !**

હજુર મહારાજની પછી ગાદીએ કોણ આવશે, તે સંબંધી હજુ કાંઇ ચોકસ કહી શકાય તેમ નથી. પરિણામે રાધા સ્વામી મત ચાલુ રાખવાને માટે સંત સતગુરૂની આવસ્યક્તા છે; અને તેમના વગર ચાલે તેમ નથી એ વાત નિઃસંશય છે. પરંતુ તે પ્રગટ થાય ત્યાં સુધી પણ કોઇ પરમાર્થીક લાભ ગોઠવાયલો છે અને તેનો હેતુ એવો છે કે રાધાસ્વામી મતના તમામ અનુયાયીઓ આત્મીક ચઢાઇને માટે પોતાની મેળે પ્રયાસ કરે. જ્યાં સુધી બીજા સંત સતગુરૂ પ્રગટ થાય નહી, ત્યાં સુધી છેવટના સંત સતગુરૂના સ્વરૂપનું ધ્યાન બદલવાનો સવાલ નથી જો આગલા સંત સતગુરૂનું સ્વરૂપ અભ્યાસી શીષ્યની અંદર અંદરના ભાગમાં પ્રગટ થયું ન હોય તો, જ્યારે પરમ પુરૂષ રાધાસ્વામી ફરીથી સંત સતગુરૂ તરીકે પ્રગટ થાય ત્યારે આગલા સતગુરૂના સ્વરૂપને બદલે તે (નવા) સતગુરૂના સ્વરૂપનું ધ્યાન કરવું પરંતુ જો ઉપર કહ્યા પ્રમાણે પ્રગટતા થઇ હોય તો ધ્યાનમાં ફેરફાર કરવાની જરૂર નથી. હવેના સતગુરૂ કોણ થશે, તેને માટે ગમે તેમ કહેવાને લોકોને છુટ છે પરંતુ માહરા પોતાને માટે હું તમોને કહું છું કે બીજા ઘણાઓની પેઠે હું હજુર મહારાજનો ફક્ત દાસ છું; અને તે પોતાની મોજ પ્રમાણે ગમે તેનામાં પ્રગટ થશે.

કાળ પોતે એક ગીલાફ (આવરણ) છે, તેથી તેનો છુટકારો નથી. તે સતલોકમાં દાખલ થઇ શકતો નથી. રચનામાં બે ધારાઓ રહેલી છે; એક ઉપર ચઢતી છે અને બીજી નીચે ઉતરતી છે તેથી કરીને જેમ જેમ જીવાત્મા ઉંચા *પ્રદેશ (ભૂમીકા)માં ચઢતા જશે, તેમ તેમ બીજા જીવાત્મા

---

*ટીકા—નીચી ભૂમીકાઓમાંથી જીવાત્માઓ ઉંચી ભૂમીકાઓમાં ચડે છેઃ તેની સાથે જે જે જીવાત્મા સતલોકની નીચેના પ્રદેશમાં રહેલા છે, તેઓ પોતાનું પુણ્ય ક્ષીણ થતા નીચી ભુમીકાઓમાં આવે છે.

[ આ ટીકા અસલમાં નથી. ]

માર્ગોના (નીચા) પ્રદેશોમાં દાખલ થશે; અને આ પ્રદેશો પૂરી રીતે કદી નાશ થવાના નથી.

તમારો સ્નેહાધિક બી. એસ. મીસ.

---

# રાધા સ્વામી.

---

અલ્હાબાદ, તા. ૭-૫-૯૯.

**મ્હારા વહાલા !**

હજુર મહારાજ પરમ ધામમાં સીધાવ્યા, તેથી તેમ મરકીના સબબને લીધે કરાંચી અને હેદ્રાબાદ બંને જગાએ સત્સંગ ઢીલો પડી ગયો છે; તે સાંભળી હું દીલગીર છું. પરંતુ તમે એવી આશા રાખો કે વહેલા મોડા પરમ દયાળુ પિતા રાધાસ્વામી પોતાનાં સંતાનોને સહાય કરશે અને પહેલાંની પેઠે તેના પવિત્ર ચરણ કમળની ભક્તિ ચાલુ રાખવા તેમને તાકીદ આપશે. હાલના વખતમાં હજુર મહારાજના અવસાનને લીધે બધા સત્સંગીઓને દેખીતી રીતે મોટો પરમાર્થિક ધોકો લાગ્યો છે, એ વાત નિઃસંશય છે, પરંતુ મારી ખાત્રી છે કે પહેલાંની પેઠે આપણું બધાંઓ ઉપર તે આંતરીક દયા અને મહેર વરસાવી રહ્યા છે; અને આ દેખીતા નુકશાનમાં પણ આપણી પરમાર્થિક શક્તિઓને તે ખીલવી રહ્યા છે. તેથી કરીને તેની અનહદ દયા ઉપર વિશ્વાસ રાખીને આપણો પરમાર્થિક અભ્યાસ બને તેટલી રીતે ચાલુ રાખવો જોઇએ, અને બાકીનું (પરિણામ) તેની મોજ ઉપર છોડી દેવું જોઇએ.

હેદ્રાબાદ અને કરાંચીમાં બધા સત્સંગી ભાઇઓ અને બહેનોને મારા ખરા અંતઃકરણથી રાધા સ્વામી છે.

ખરા દીલથી તમારો બી. એસ. મીસ.

---

# રાધાસ્વામી.

---

અલ્હાબાદ, તા. ૧૪ ૫ ૯૯

મ્હારા વહાલા !

પરમ પીતાના તેના સ્તુત્ય ધામમાં અચાનક સીધાવ્યાથી આપણુ અમાંને ખરેખર એક મોટો ધ્રક્કો લાગ્યો છે પરંતુ નીજરૂપથી તે આપણી અંદર મોજુદ છે, અને પોતાનાં સંતાનોને પ્રથમની માફક તે મદદ કરે છે, અને જે જે આંતરીક પ્રાર્થનાઓ કરવામાં આવે છે, તે તે સાંભળે છે. અને એ રીતે યોગ્ય વખતે અને યોગ્ય સ્વરૂપમાં તે મદદ કરે છે, અને જે જે આંતરીક પ્રાર્થનાઓ કરવામાં આવે છે તે તે સાંભળે છે. જો કે કોઇ કોઈ વખત તેના કરેલા નિયમનમાં શું લાભ રહેલો છે તે આપણે સમજી શકતા નથી, તોપણ પરમાર્થીક રીતે જે આપણા ઘણા લાભનું છે; તેજ તે નિયમન કરે છે, તેથી કરીને આપણાથી બની શકે તેટલો ભજનનો અભ્યાસ શ્રદ્ધા અને વિશ્વાસથી આપણે ચાલુ રાખવો જોઇએ, અને બાકીનું તેની સ્તુત્ય મોજ ઉપર છોડી દેવું જોઇએ મારા પરમાર્થીક ભાઇઓ તરફથી સાંભળવામાં મને હમેશાં આનંદ થાય છે. અને તેમને મદદ કરવાને મારી શકિત અનુસાર હું ખરેખર કરીશ. પરંતુ હું એક ફકત સત્સંગી છું. તેથી પરસ્પર સહાયથી વિશેષની આશા રાખી શકાય નહી.

દરેકને મારા ખરા અંતઃકરણથી રાધા સ્વામી કહેશો.

ખરા દીલથી તમારો **બી. એસ. મીશ્ર.**

---

# રાધા સ્વામી.

---

અલાહાબાદ, તા ૨૯-૫-૯૪

મ્હારા વહાલા !

તમારો તા. ૨૧ મીનો પત્ર પહોંચ્યો છે. સત્સંગી ભાઇઓની કોઇપણ સેવા કરવાથી મને હંમેશાં આનંદ થાય છે, અને મારી પુરેપુરી શકિત અનુસાર તમારા કાગળ પત્રો અને સવાલો ઉપર ધ્યાન આપવામાં આવશે; પરંતુ મારા કોઇ સ્વભાવિક ગુણો કરતાં, તમારા બધાંની દીલસોજી ભરેલી લાગણી અને ખરો પ્રેમ વિશેષ રીતે મારા જવાબોની ઉપયોગતા

અને કીંમત કરે છે. મારા જવાબો કીંમત વગરના અને નજીવા હોય છતાં, તેનાથી જો તમોને કાંઇ સંતોષ મળે તો (મારો) હેતુ પૂર્ણ થાય છે; અને હું એમ ધારીશ કે પરમ પિતાએ આ મારી સેવા સ્વીકારી છે, તેને માટે હું તેનો આભારી થઇશ.

## તમારા સવાલોના જવાબ નીચે પ્રમાણે છે:—

(૧) પોતાનાં પાછળનાં કર્મોને લીધે સત્સંગીઓ ઉપર કોઈ કોઇવાર મરકી અને કોલેરાનો (કોગળીઆનો) હુમલો થાય અને તેને લીધે તે મરી જાય પરંતુ ઘણે ભાગે આવા દુઃખદાયી રોગોમાંથી તેમનો બચાવ થાય છે; અને આવા મરણના સંજોગો જે જે વ્યક્તિઓ ઉપર આવી પડે છે, તેમના પરમાર્થીક કલ્યાણનું રક્ષણ કરવામાં આવશે અને પછીના જન્મમાં પરમાર્થી ધનના વિશેષ જથા સાથે તેઓ અવતરશે, અને થોડા પ્રયત્નથી તેઓ ભજનના અભ્યાસમાં ફતેહમંદ થશે.

(૨) બીજા સંત સતગુરૂ પ્રગટ થાય ત્યાં સુધીનો વખત, હંમેશની પેઠે પાછળના સતગુરૂની મૂર્તિ ધ્યાનમાં રાખીને સ્મરણ ભજન અને ધ્યાનના આંતરીક પ્રયોગમાં રોકવો જોઇએ. નવા આવતા સતગુરૂ પ્રગટ થાય એટલે પ્રથમની પેઠે તેમના સત્સંગમાં દાખલ થવું જોઇએ, અને જો અંતરમાં સતગુરૂનું સ્વરૂપ (મૂર્તિ) પ્રગટ થયું ન હોય તો નવા સતગુરૂના સ્વરૂપનું ધ્યાન કરવું જોઇએ. પરંતુ એટલું ધ્યાનમાં રાખવાનું છે કે આ પ્રમાણે ધ્યાનમાં જે ફેરફાર (એક ગુરૂનું સ્વરૂપ બદલી નવા ગુરૂના સ્વરૂપનું ધ્યાન કરવું તે) કરવાનો છે તે ઉતાવળથી અને તાકીદથી કરવાનો નથી. બાહેરી અને આંતરીક સાબીતીથી નવા સતગુરૂનું સ્વરૂપ પ્રગટ થવું, જો પુરી રીતે સ્થાપીત થાય અને પીછાનમાં આવે (ઓળખાય) તોજ આ પ્રમાણે કરવું.

(૩) અવાજ સત્સંગીની મરજી મુજબ (ગમે તે વખતે) સાંભળી શકાય એમ જ્યારે બને ત્યારે તે (અવાજ) અંદર પોતાની મેળે આવિર્ભાવ થયો છે એમ કહેવાય અને તેનું ખેંચાણ એવું છે કે તેથી મન અને સુરતાનીએકાગ્રતા થાય છે, અને તેનાથી (અવાજથી) તે ઉપરની બાજુએ ખેંચાય છે. જે સત્સંગીઓને હજુર મહારાજનું આંતરીક દર્શન થાય છે, અને જેઓ ઉપર બતાવ્યા પ્રમાણે અવાજ સાંભળે છે તેઓને નવા સતગુરૂની અનિવાર્ય જરૂર નથી. પરંતુ જો નવા સતગુરૂ પ્રગટ થાય, તો સવડે તેના વિલાસમાં તેઓએ (ઉપર કહ્યા તેવા સત્સંગીઓએ) ભાગ લેવો જોઇએ.

(૪) હવેના આવતા સંત સતગુરૂ ક્યારે પ્રગટ થશે તે ચોકસ કહી શકાય નહી. પરંતુ જ્યારે તે ખુલ્લી રીતે પ્રગટ થશે, ત્યારે સત્સંગ તેમને ઘેર થશે, અને જો તે આગ્રામાં પ્રગટ નહી થાય તોપણ આગ્રા મૂળનું (સત્સંગનું અને મૂળ પુરૂષ પ્રગટ થયાનું) સ્થાન હોવાથી રાધાસ્વામી મત ચાલુ રાખવાને અને તેને મજબુત કરવાને તે વારે ઘડીએ ત્યાં મુલાકાત આપશે.

(૫) પોતાની ચૈતન્ય ધારાથી એટલે અવાજથી (અને તે તેનું નીજ-રૂપ છે) હજુર મહારાજ પહેલાંની પેઠે અંદર (ઘટમાં) હાજર છે. તે પોતે ચૈતન્ય પ્રદેશમાં છે.

(૬) નવા સતગુરૂ આવવામાં વચ્ચે બાર વરસ લાગશે, એવી જે માન્યતા ઉઠી છે, તે શાથી ઉઠી છે, તે સમજી શકાતું નથી. આપણે આ સંબંધી કાંઇ ચોકસ જાણતા નથી. વહેલું મોડું તે બનશે.

(૭) નવા પ્રગટ થતા સતગુરૂ જો તે સરકારી નોકરીમાં હોય તો પોતે પ્રગટ થશે તે વખતે નોકરીમાંથી ફારગ થશે, અથવા નહી થાય તે બધું મોજ ઉપર આધાર રાખશે

બધાને ખરા દીલથી રાધાસ્વામી સાથે

તમારો ખરો વિશ્વાસુ બી. એસ. મીસ્રા.

---

# રાધાસ્વામી.

અલ્લાહાબાદ, તા. ૪-૬-૯૯.

**મ્હારા વહાલા !**

તમારો તા. ૨૫ મીનો પત્ર પહોંચ્યો છે તમારા સવાલોના જવાબ નીચે પ્રમાણે છે:—

(૧-૨) મુખ્ય ચૈતન્યની ધારા આંખો અને કપાળમાં હોવાથી સંત સતગુરૂના સ્વરૂપનું યથાર્થ આંતરીક દર્શન, જ્યારે આ ભાગો (આંખો અને કપાળ) ચોખા દેખાઈ શકે. (આંતરીક રીતે) ત્યારે થાય છે ફક્ત આજ ભાગ એવા છે કે અભ્યાસી ભક્તને ઠગવાને માટે જેને કાળ ધારણ કરી શકતો નથી, પણ સંત સતગુરૂના સ્વરૂપના અથવા શરીરના બીજા

ભાગો તે ધારણ કરી શકે છે તેથી કરીને આરતીની ક્રીયા વખતે જેવી રીતે તમે હજુર મહારાજ તરફ (આંખો તરફ) જોતા હતા, તેવી રીતે તમારા ભક્તિના અભ્યાસમાં તેમના (હજુર માહારાજના) કપાળ અને આંખોનું ધ્યાન ધરવું જોઇએ; અને તેની મૂર્તિના (સ્વરૂપના) નીચેના ભાગ તરફ ધ્યાન આપવાનું નથી. વળી અહીંઆં હું વિશેષ એટલું કહું છું કે હજુર મહારાજના મૂખના (ચહેરાના) નીચેના ભાગની અથવા તો તેમના કપાળની અથવા આંખોની, અથવા તેમના શરીરના કોઇપણ ભાગની, (તે પૈકી કોઇની), ઝાંખી જો તમોને આંતરીક જણાય તો. પરમાનંદની લાગણી સાથે જોડાયલા મન અને સુરતાનું તે એકદમ મોટું આંતરીક ખેંચાણ કરે છે. સત્સંગીની અંદર સતગુરૂના સ્વરૂપના પ્રગટ થયાની આ ખરી પરીક્ષા છે. સંત સતગુરૂમાં જે પ્રગટતા (આવિર્ભાવ) છે તે સતપુરૂષ રાધાસ્વામી દયાળનું તેજસ્વી સ્વરૂપ છે, અને તે (સતપુરૂષ રા. સા ) શુદ્ધ ચૈતન્યના પ્રદેશોમાં છે, જેને સતલોક અને રાધાસ્વામી ધામ કહેવામાં આવે આવે છે; અને વળી જેવી રીતે સત્સંગીના પોતાના જીવમાં તે નીજરૂપ છે, તેવી રીતે તે ખરેખર સંત સતગુરૂનું નીજરૂપ છે.

(૩) પહેલા પ્રદેશમાં ચૈતન્યની ધારા સાથેનો અવાજ તે ઘંટાનો અવાજ છે, અને તે પ્રદેશમાં તે અવાજ કોઇપણ રીતે સતગુરૂનું નીજરૂપ કહી શકાય; પરંતુ વધારે દુરસ્તીથી કહીએ તો આકૃતીમાં પરમપુરૂષના નીજરૂપનું સ્વરૂપ સતગુરૂના દીદાર (મુખ) ને મળતું છે, પણ તે વધારે તેજસ્વી છે, ઉંચામાં ઉંચા ચૈતન્યના પ્રદેશોમાં આ સ્વરૂપ અને અવાજ અનામી રાધા સ્વામીમાં એકત્ર થઈ જાય છે.

(૪) હા, ખરેખર જ્યારે સત્સંગી ભજનનો અભ્યાસ કરે છે, અને જાગ્રત હોય છે, એટલે વિષયી સંસારનું પૂરેપૂરૂં ભાન તે ભૂલી ગયો હોતો નથી, ત્યારે તેને (સત્સંગીને)સતગુરૂના સ્વરૂપની ઝાંખીની સાથે સાથે ઘંટાનો અવાજ સંભળાય છે. અને આવે વખતે તેની ચૈતન્યાત્મક ઉંચાઇ (સુરતાની ચઢાઇ) ઉંચા પ્રદેશમાં હોય છે, એટલે છઠ્ઠા ચક્રની ઉપર સહસ્ત્ર દળ કમળની નજીક હોય છે અવાજની ધારા અને સતગુરૂના સ્વરૂપની મદદ બંને વડે કરીને સુરતાને ઉંચી ચડાવી શકાય. એમ છતાં ખાસ કરીને સતગુરૂનું સ્વરૂપ વિશેષ મદદ કરતા છે, કારણકે તેના સ્વરૂપથી કાળ અને માયાની મનને ડોલાવતી અસરો એકદમ દુર થઇ જાય છે.

(૫) હજુર મહારાજનું સ્વરૂપ એ પરમ પીતાનું છેવટનું ધારણ કરેલું સ્વરૂપ હોવાથી, પરમ પીતા બીજા સ્વરૂપમાં પોતાની મેળે પ્રગટ થાય ત્યાં સુધી, પહેલાંની પેઠે ધ્યાનમાં તેની (હજુર મહારાજના સ્વરૂપની) સત્તા ચાલુ રહેશે; અને બીજા સ્વરૂપમાં પ્રગટ થયા પછી તે બીજું સ્વરૂપ આંતરીક અને બાહેરી બંને રીતે મુક્તિનું કામ જારી કરશે. પરમ પીતા અખીલ રચનાનું જીવન અને સ્થંભ છે, અને તેની ચેત્યાત્મક ધારાની હાજરી ન હોય તો તેના (રચનાના) ચુરેચુરા થઇ જાય અને બધે ગોટાળો થઇ જાય. તેથી કરીને જ્યારે તે સતગુરૂ રૂપે પ્રગટ થયા, તે વખતે તે જેટલા હાજર હતા તેટલાજ તે હાલ પણ હાજર છે. તેના સ્વરૂપનું ધ્યાન તેટલા માટે ઘણું લાભકારક છે અને તેની હાજરીનો કાંઇ ઉપયોગ નથી તેવી ટીકા મારા અભિપ્રાય પ્રમાણે ભૂલ ભરેલી છે વખતના સતગુરૂના સ્વરૂપના ધ્યાનનું પાછલા સતગુરૂના ધ્યાન કરતાં, આંતરીક રીતે ચઢીઆતાપણું છે, તે એટલીજ હકીકતથી કે વખતના સતગુરૂ એ પરમ પીતાનું હાજરાહજુર (Kinetic) સ્વરૂપ છે, અને પાછલા ગુરૂનું સ્વરૂપ તેમાંથી ચૈતન્યનું બળ ખેંચી લીધેલું હોવાથી, જે જે અભ્યાસી વ્યક્તિઓમાં અભ્યાસ વડે કરીને તેની આંતરીક અસર એટલે દરજ્જે વ્યાપેલી છે કે અભ્યાસીની અંદર આંતરીક કર્મને માટે ચૈતન્ય બળે તેમાં (અંદર) વાસો કરેલો છે, એવા દાખલા શિવાયના દાખલાઓમાં તે (ચેતન્યનું બળ) ક્રીયા કરી શકતું નથી. પરંતુ પાછલા સતગુરૂનું આ આંતરીક સ્વરૂપ ઘણે ભાગે આ પછીના સતગુરૂના સ્વરૂપને મળતું આવશે.

બધાંઓને ખરા અંતઃકરણથી રાધાસ્વામી સાથે

ખરા દીલથી તમારો **બી. એસ. મીસ્ર.**

---

# રાધાસ્વામી.

અલાહાબાદ, તા. ૭-૬-૫૦.

**મ્હારા વહાલા !**

તમારી કસુરોને માટે જો તમે ખરા અંતઃકરણથી દીલગીર હોતો, પરમ પીતા ખરેખર તે માફ કરશે, અને વળી કેટલેક દરજ્જે તમારા

મનની વ્યગ્રતા ડાબવાને તમોને ધીમે ધીમે બળ આપશે. પરંતુ સુધારો ધીમે ધીમે કરવામાં આવશે, અને તેથી તમારે સહિષ્ણુતાથી અને શ્રદ્ધાથી તમારો અભ્યાસ ચાલુ રાખવો.

ખરા દીલથી તમારો બી. એસ. મીસ્રા.

---

# રાધાસ્વામી.

અલ્હાહાબાદ, તા. ૧૮-૬-૯૫.

**મ્હારા વહાલા !**

તમારો તા. ૧૦ મીનો પત્ર પહોંચ્યો છે. તમે હજુર માહારાજ સાથેની જે મુલાકાતની વાતનું વર્ણન કરો છો, તે તમારે નસીબે છેવટની પ્રાપ્ત થયેલી હોવાથી તે ખરેખર ગંભીરતા અને શુદ્ધ સંસ્કારને માટે એક તક હતી; અને તેથી કરીને હજુર મહારાજે ગંભીર સ્વરૂપ ધારણ કરેલું હતું. પરંતુ આ કોઇપણ રીતે તેમની અવકૃપાનું અથવા કાંઇપિણ દયા અને મહેરની વિરૂદ્ધનું ચિન્હ દર્શાવતું નથી. તે આપણા બધાઓ ઉપર પહેલાંની પેઠે મહેર અને દયા વર્ષાવી રહ્યા છે, અને આપણે માટે મોકળો રસ્તો એટલોજ છે કે ધીરજ, શ્રદ્ધા અને નિયમિતપણાથી આપણે આપણો ભજનનો અભ્યાસ ચાલુ રાખવો. ધીમે ધીમે તેમની દયા વધારે સ્પષ્ટ માલમ પડશે, અને આપણા પ્રયત્નો ફતેહમંદ થતા આપણે અનુભવીશું. હાલ હું તમોને ફેકત આટલીજ સલાહ આપી શકું છું.

તમોને બધાઓને મારા ખરા અંતઃકરણ પૂર્વક રાધાસ્વામી સાથે

તમારો ખરા દીલથી બી. એસ. મીસ્રા.

---

# રાધાસ્વામી.

અલ્લાહાબાદ, તા. ૨-૭-૯૫

**મ્હારા વહાલા !**

સ્વામીજી માહારાજના ભંડારાના પ્રસંગે હું જ્યારે આગ્રે હતો, ત્યારે

તમારો ગયા મહીનાની ૧૮ મી તારીખનો કૃપાપત્ર મને પહોંચ્યો છે આ મતના મ્હારા વાહલા ભાઇઓ તરફથી પત્રદ્વારા ખબર મળવાથી મને હંમેશાં ખરેખરો શુદ્ધ આનંદ થાય છે; અને મને પત્ર લખવા માટે તેથી કરીને કોઇપણ જાતની માફી અથવા વિનંતીની જરૂર નથી.

વિશેષમાં જો મારા તેને સંબંધે (તમારો પત્ર) જવાબો કોઇપણ રીતે ઉપયોગી થઇ પડે તો તેથી મને મોટો સંતોષ થાય છે, કારણકે આ પ્રમાણે તે ઉપયોગી થાય તો મહાન કૃપાળુ અને દયાળુ પીતા રાધાસ્વામી દયાળે મારી સેવા અંગીકાર કરી છે એમ હું માનું છું. આપણે એકજ રસ્તાના મુસાફરો છીએ, અને આપણો અંતીમ હેતુ એકજ છે, તેથી આપણા વિચારો અદલ બદલ કરવાથી આપણને લાભ મળશેજ, અને આપણે એક બીજાને પરસ્પર સહાયકારી થઇ પડીશું. આ હેતુથી તમે ઇચ્છો તે સ્થિતીમાં (capacity) હું તમોને સેવા કરવાને તઇયાર છું.

બધાઓને ખરા અંતઃકરણથી રાધાસ્વામી સાથે

ખરા દીલથી તમારો **બી. એસ. મીસ્ત્ર.**

---

# રાધાસ્વામી.

---

**અલાહાબાદ**, તા. ૨૩-૪-૮૯.

**મ્હારા વહાલા !**

તમારો ૧૪ મી તારીખનો પત્ર પહોંચ્યો છે. તમારા મનની સ્થિતી સબંધી સાંભળી દીલગીર છું. પરંતુ તે બધું તમારા હિતને માટે છે; અને ધીમે ધીમે તમે આંતરીક આનંદ અનુભવશો, અને વળી શબ્દ પણ સાંભળશો.

તમારાં માબાપ અને વડીલ બેહેન ગુજરી ગયાં તેથી હું દીલગીર છું. પરંતુ તેઓએ પોતાની આખર વખતે મહાન દયા અનુભવી તે સાંભળીને મને ખુશી થાય છે. આ પ્રદેશના કરતાં ઘણા મોટા સુખના પ્રદેશમાં તેઓ ગયાં છે, એમાં સંશય નથી.

બધાંઓને ખરા અંતઃકરણથી રાધાસ્વામી સાથે

ખરા દીલથી તમારો **બી. એસ. મીસ્ત્ર.**

---

# રાધાસ્વામી.

અલાહાબાદ, તા. ૨-૭-૯૯.

**મ્હારા વહાલા !**

તમારા સવાલોના જવાબો નીચે પ્રમાણે આપવામાં આવે છે:—

(૧) સંત સતગુરૂએ આ દુનીયામાંથી પોતાનો દેહ છોડયા પછી લાગલાજ પોતે જન્મ ધારણ કરવો એ જરૂરનું નથી. (એમ બનતું નથી) અવતાર લીધા પછી વળી તરતજ પોતે પ્રગટ થવું કે નહી એ સંત સતગુરૂની મોજની વાત છે આવી બાબતોમાં હેતુ પુરી રીતે આપણને જણાતો નથી, પરંતુ આપણે અનુમાન કરી શકીએ કે તેમના તરફ ખરી વિરહતા અને પ્રેમ જગાડવાના હેતુથી આ પ્રમાણે બને છે.

(૨) હંમેશના પ્રમાણે, મરણ પછી, સંત સતગુરૂનો વિલાસ અને દર્શન ઉંચામાં ઉંચા પ્રદેશોમાં સત્સંગીઓને પ્રાપ્ત થશે. જો કે સંત સતગુરૂનો નિવાસ ઉંચામાં ઉંચા પ્રદેશમાંછે, તોપણ વધારે ઉંચા પ્રદેશોમાં (ઉંચામાં ઉંચાથી ઉતરતા) તે વારે ઘડીએ દર્શન દે છે. (મુલાકાત છે)

(૩) તેમાં (પત્ર) બતાવેલા પાંચ જન્મો માણસના જીવથી જુદાજ બીજા જીવો એટલે પશુઓના તારણને માટે જરૂરના હોય શકે. પહેલા જન્મમાં તેઓ મનુષ્યનું શરીર ધારણ કરે છે, અને પછી રીતસરના ચાર જન્મમાં તેઓ મુક્ત થાય છે.

(૪) દયાળ દેશના ચૈતન્યના ગીલાફમાં ઉત્તરોત્તર ક્રમ (જો તેને એમ કહી શકીએ તો) ને લીધે દયાળ દેશમાં પાયરીઓ (દરજ્જા) છે. આ હેતુ (મતલબ) ને માટે માયા અનિવાર્ય રીતે હાજર હોવી જોઇએ, એમ જરૂરનું નથી.

બધાઓને ખરા દીલથી રાધાસ્વામી સાથે

તમારો ખરા અંતઃકરણથી **બી. એસ. મીસ્ર.**

---

# રાધાસ્વામી.

અલ્લાહાબાદ, તા. ૨-૭-૫૯.

મ્હારા વહાલા !

તમારા સવાલોના જવાબ નીચે પ્રમાણે છેઃ—

૧ (અ) તમારા માનસીક દેખાવ આગળ હજુર મહારાજનું સ્વરૂપ અને લક્ષણો જેવી રીતે સહેલાઇથી આવી શકે, તેવી રીતે તેમનું (સ્વરૂપ અને લક્ષણોનું) ધ્યાન કરવું જોઇએ જો કોઇપણ વખતે ખાસ કરીને તેમનું સ્વરૂપ વગેરે તમોને માલમ પડે, અને તમે તેમને સારી રીતે સ્મરણમાં લાવી શકો, તો તેમને, અને આરતીની ક્રીયા વખતે જોયેલા સ્વરૂપને તમારે પસંદગી આપવી જોઇએ. (મતલબ કે તેમના સ્વરૂપનું લક્ષણોનું અને આરતી વખતના સ્વરૂપનું આ પ્રમાણે તમારે ધ્યાન કરવું જોઇએ.) પરંતુ તેમનું સ્વરૂપ અને લક્ષણો જેટલી સહેલાઇથી તમોને માલમ પડે તેટલી સહેલાઇથી જો આરતી વખતનું સ્વરૂપ તમોને માલમ પડે નહી, તો આરતી વખતના સ્વરૂપનું બળ કરીને ધ્યાન કરવું નહી. અંદર હજુર મહારાજનું ગમે તે સ્વરૂપ તમોને દેખાવ, તોપણ તે સ્વરૂપની આંખો ઉપર ધીમે ધીમે ધ્યાન અને દૃષ્ટિ ચોટાડવાં જોઇએ.

(બ) પોતાની માનસીક આંખો આગળ હજુર મહારાજના સ્વરૂપનું ધ્યાન અભ્યાસીએ કરવું જોઇએ. આત્માનો સંયોગ અનીવાર્ય રીતે મનમાં રાખવો જોઇએ, એ જરૂરનું નથી. કોઇ કોઈ વખતે સ્વરૂપના દેખાવમાં સહાય મેળવવાના હેતુથી આત્માના સંયોગનો વિચાર થઇ શકે.

(ક) આંખોના મધ્યબીંદુ આગળ સ્વરૂપનું ધ્યાન કરવું જોઇએ. આ મધ્યબીંદુ છઠ્ઠા ચક્રની નજીક બે આંખોની વચમાં મધ્ય ભાગે છે. તેને તીલ કહે છે, અને તે મંગજમાં છે.

(ડ) શરૂઆતમાં આંખો મીચીને ધ્યાન કરવું એ સારૂ છે જ્યારે અંદર સ્વરૂપ પોતાની મેળે પ્રગટ થાય ત્યારે વળી ઉઘાડી આંખોએ તે કરી શકાય. પરંતુ જ્યારે ઘણું ખેંચાણ થશે ત્યારે આંખો એની મેળે. એ પ્રમાણે કરવાની કાંઈ ઇચ્છા કર્યા વગર બંધ થઈ જશે.

(ઇ) હજુર મહારાજનું ગમે તે સ્વરૂપ, જેણે ઘણી વધારે અસર કરી છે, અને જે માનસીક દેખાવ આગળ ઘણી સહેલાઇથી આણી શકાય તેનું ધ્યાન કરવું જોઇએ.

૨ (અ) સુરતાનુ સ્થાન આ દેહમાં છઠ્ઠા ચક્રમાં છે હજુર મહારાજના સ્વરૂપનું ધ્યાન કરવાથી, અને પવિત્ર નામ રાધાસ્વામીનું સ્મરણ કરવાથી,

તેને (સુરતાની) વીખરાયલી ધારાઓ ત્યાં એકત્ર કરી શકાશે.

(બ) છઠ્ઠા ચક્ર આગળ કાંઇપણ ધ્યાન કર્યા વગર ઘંટાનો અવાજ અને સ્વરૂપનું આંતરીક દર્શન યોગ્ય રીતે પ્રાપ્ત થઇ શકે નહી. જો દરેક વખતે અભ્યાસીની સુરતા થોડી ઘણી એકાગ્ર રહેતો હોય તો ખુલ્લી આંખે પણ ઉપર કહેલું અનુભવી શકાશે.

(ક) હા; જે અભ્યાસીઓને અવાજ સંભળાતો નથી અને દર્શન થતાં નથી, તેમને માટે વખતના ગુરૂની આવશ્યકતા છે; પરંતુ તેઓએ તેમના આગમનની રાહ ધીરજથી જોવી જોઇએ. દરમીઆન તેઓએ પરમ પીતા રાધાસ્વામી ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવો જોઇએ; અને તે તેમને જે-જેટલી યોગ્ય હશે તેટલી મદદ કરશે.

(ડ) હજુર મહારાજ સાહેબના સ્વરૂપના ધ્યાનથી સુરતાઓ ઉંચા-માં ઉંચા પ્રદેશમાં ચઢી શકે.

૩ સાધ ગુરૂનું નીજરૂપ, એ પાર બ્રહ્મનું અથવા તો સુન્ન મુકામના અધિષ્ટાતા દેવતાનું સ્વરૂપ છે. સતગુરૂના નીજરૂપને સતલોક સુધી આકાર છે, ત્યાર પછી તે નિરાકાર થાય છે. સત્સંગીનું નીજરૂપ, એ હંસનું નીજરૂપ છે.

૪ (અ) બધા સતગુરૂઓ એકજ પરમ પીતાના અવતારો છે; તેથી કરીને કેટલાકના સ્થૂળ સ્વરૂપનું, ખાસ કરીને તેમના ચહેરામાં, કેટલુંક મળતાપણું કુદરતી છે, અને તે દેખી શકાય તેવું છે.

(બ) સત્સંગના અધ્યક્ષની ફરજો સંત સતગુરૂ અથવા તો સાધગુરૂ બંને બજાવી શકે; અને અધ્યાત્મીક સુધારો બંનેની અધ્યક્ષતા નીચે થાય છે. આ બે પૈકી હરકોઇ તેથી કરીને હજુર મહારાજની પછવાડે ગાદીએ આવી શકે.

(ક) સંત સતગુરૂથી ઉતરતા દરજાના કોઇપણ અભ્યાસીમાં રાધા-સ્વામી પોતાની મેળે પ્રગટ થતા નથી; પરંતુ તે (રાધાસ્વામી) કોઇ એક સત્સંગીના મધ્યસ્તપણાથી, કેટલેક દરજે સુધારાનું કામ કરી શકે. વહેલા કે મોડા પરમ પીતા રાધાસ્વામી ખરેખર પોતાની મેળે પ્રગટ થશે. તેણે પોતે આ પ્રમાણે કહેલું છે. પરંતુ તે કયારે પ્રગટ થશે તે કહી શકાય નહી.

બધાઓને ખરા અંતઃકરણથી રાધાસ્વામી સાથે

ખરા દીલથી તમારો **બી. એસ. મીશ્રા.**

# રાધાસ્વામી.

અલાહાબાદ, તા. ૧૯-૭-૯૫.

**મ્હારા વહાલા !**

તમારો આ માસની તારીખ ૧૧ મીનો પત્ર પહોંચ્યો છે. તમે મને જે સવાલો પુછો છો તેને માટે તમારે મારી માગત્રી જોઇએ નહી. જેટલું હું જાણું છું, તે પ્રમાણે તે સવાલોના જવાબ આપવા એ મારી ફરજ છે, અને મારી પુરેપુરી શક્તિ અનુસાર હું આ સેવા બજાવીશ; પરંતુ હું એક ફક્ત સત્સંગી છું, તેથી મારા જવાબો ઉપર તમારે ઘણું વિશેષ વજન મુકવું નહી; અને જેટલે દરજ્જે તમારા વિચારો તેની સાથે મળતા થાય અને તમારી સમજને સંતોષ મળે તેટલે દરજ્જે તેનો અંગીકાર કરો.

૧ (અ) સુરતાને તેના સ્થાન છઠ્ઠા ચક્રથી ઉલટાવીને જ્યારે તેને ઉંચા પ્રદેશમાં લઇ જવામાં આવે, ત્યારે સુરતાની ચઢાઇ થઈ એમ કહેવામાં આવે છે. બંધનોનું ઢીલું થવું, અને તેમાંથી મુક્ત થવું; ઉંચા સુખની પ્રાપ્તિ કરવી અને તેને અનુભવવું; અને અલૌકિક (દૈવતાઇ) શક્તિઓનું કેટલેક દરજ્જે ખીલવું; આ બધાં સુરતાની ચઢાઇનાં નીશાન છે પરંતુ આ નિશાન (એધાણીઓ) અભ્યાસી પોતે સમજી શકશે, અને બીજાઓ સમજી શકશે નહી. બીજાઓને આવો અભ્યાસી કાંઇ અસાધારણ ચિન્હો બાહારથી બતાવી શકશે નહી, પરંતુ તેની સોબતથી તેમને એમ ખુલ્લું માલુમ પડશે કે તેનો ઘણો વખત અભ્યાસમાં અને સંત મતે ફરમાવેલી બીજી ધાર્મિક ક્રીયાઓ કરવામા રોકાયલો રહે છે; અને તેનાં બધાં વર્તનમાં નીખાલસપણાની, પ્રમાણીકપણાની, સહિષ્ણુતાની, અને નમ્રતાની, ભુલ ન થાય એવી છાપ રહેલી છે. આવી શુદ્ધ અને સરળ વર્ણણુંક, તેના સહવાસમાં જે આવે તેને અસર કર્યા વગર રહેશે નહી, અને ફક્ત થોડાજ વખતમાં તેના મીત્રો, મેળાપીઓ, અને સગાઓ તેના ઉપર પ્રેમ બતાવશે, અને તેને માન આપશે,

(બ) જમણી બાજુએથી આવતો ઘંટાનો અવાજ ત્રીજાતીલમાંથી તે બાજુએ વહેતી ચૈતન્યની ધારાથી થાય છે, અને તેના વિશેષ ખેંચાણના બળથી તે ઓળખી શકાય છે તેને સાંભળવાનો રસ્તો એટલોજ છે

કે તીસરા તીલમાં સુરતાને એકાગ્ર કરો, જ્યારે અવાજની ખેંચાણ શકિત વધે છે, અને તે અંદર વિશેષ સંભળાય છે, ત્યારે અભ્યાસીએ માનવું જોઇએ કે પોતે તે અવાજની નજીક જતો જાય છે.

(ક) અવાજના અભ્યાસ વખતે સ્વરૂપનું ધ્યાન કરાય. ધ્યાનમાં હજુર મહારાજની આંખો અને કપાળ ચોખ્ખી રીતે ક્યારે દેખાય તે બધું તેમની (હજુર માહારાજની) દયા ઉપર આધાર રાખે છે. આ દયાને માટે બંદગીઓ કરવી જોઇએ, અને બાકીનું તેની મોજ ઉપર છોડી દેવું જોઇએ.

અવાજના અભ્યાસનો ઘણો સવડ પડતો વખત સવારમાં ચાર વાગ્યાથી સાડાપાંચ વાગતા સુધી છે. આ વખતે બીજા વખત કરતાં તે ઘણી સાંહેલાઇથી સંભળાશે.

(ડ) હા, કોઇ કોઇવાર નિયમ કરેલા આસનમાં (ભકિતને માટે કરાવેલું આસન) કાન બંધ કર્યા વગર ઘંટાનો અવાજ સંભળાય છે. આ આસનથી અવાજ સાંભળવામાં કેટલીક મદદ મળે છે, પણ જો અભ્યાસીને એમ માલમ પડે કે, સુતે સુતે પણ આ અવાજ તે સારી રીતે સાંભળી શકે, તો ભલે તે સુતે સુતે સાંભળે. પરંતુ નિત્યના અભ્યાસને માટે નિયમ કરેલું આસન વધારે સારૂં છે; અને એજ આસનમાં નિત્યનો અભ્યાસ કરવો જોઇએ.

૨ (અ) હજુર માહારાજના હરકોઇ વિશેષ આકર્ષણ કરતા સ્વરૂપનું ધ્યાન કરવું જોઇએ. તેમનાં સ્વરૂપોનો ધીમે ધીમે ચિતાર ખ્યાલમાં લાવવા કરતાં, અભ્યાસીએ આ પ્રમાણે કરવું પસંદ કરવા યોગ્ય છે. પરંતુ આ પ્રયોગથી જો અભ્યાસી તેમની મૂર્તિ ઉપર ધ્યાન ચોટાડવાને શક્તિમાન ન થાય તો આ પ્રમાણે કરવામાં (બધાં સ્વરૂપોનો ચિતાર દોરવામાં) કાંઇ અડચણ નથી.

(બ) જે સત્સંગીને હજુર માહારાજનું આંતરીક દર્શન થતું નથી, અને અવાજ સંભળાતો નથી, તે સત્સંગીનામાં હજુર માહારાજ પોતાની મેળે પ્રગટ થયા છે, એમ કહેવાય નહી

(ક) વચન ૨૫૦ માંથી તમોએ નોંધી બતાવેલા ફકરાથી એમ સમજાય છે કે સતગુરૂનું સ્વરૂપ તેની મેળે આંતરીક પ્રગટ થયું નથી, અને અવાજ ચોખ્ખો સંભળાતો નથી.

૩ (અ) મરણ વખતે ચૈતન્યની ધારાઓ પહેલા વહેલી હાથ અને પગનાં અવયવોમાંથી ખેંચી લેવામાં આવે છે, પછી તે ગુદાચક્ર (મુલાધાર)માં જાય છે, અને ત્યાંથી ધીમે ધીમે પગથીએ પગથીએ ઈંદ્રીકમળ, નાભીચક્ર, હૃદયચક્ર, અને છઠ્ઠાચક્ર સુધી ખેંચી લેવામાં આવે છે; અને છઠ્ઠું ચક્ર છોડયા પછી સુરતા આગળ ઉંચે ખેંચાય છે, અને જમ (કાળ) ની પાસે હાજર કરવામાં આવે છે. આ કાળના દેખાવથી સુરતામાં તેની પ્રબળ ઇચ્છાઓ એકદમ જાગૃત થાય છે, અને તે ઇચ્છાઓ વડે કરીને તેને નીચે ધકેલી દેવામાં આવે છે, અને કેટલાક વખત સુધી પોતાનાં કર્મો પ્રમાણે ઉંચા અથવા નીચા પ્રદેશોમાં પ્રયાણ કરીને બીજું કલેવર ધારણ કરે છે; એટલે ફરીથી પોતાનાં પરિપકવ થયેલાં પ્રબળ કર્મોના પરિણામે પશુ, પક્ષી, ઝાડ, કીટ, વગેરે યોનીમાં જન્મ પામે છે. જોતી સ્વરૂપ આગળથી જ્યારે જીવાત્માને નીચે ધકેલી દેવામાં આવે છે, ત્યારે પોતાની પાછલી જીંદગી સંબંધી તે સર્વસ્વ ભુલી જાય છે.

(બ) જ્યાં સુધી છોકરૂં માતાના ઉદરમાં હોય છે, ત્યાં સુધી તેની સુરતા જોતી આગળ હોય છે. જન્મ વખતે તેને તીસરાતીલની અંદરથી નીચે ઉતારી નાખવામાં આવે છે; પરંતુ આધાન વખતથીજ (મુંદથી ગર્ભ ધારણ થાય છે ત્યારથીજ) ભવિષ્યમાં જન્મવાના બાળકના જીવાત્મા સાથે કાંઇક સંબધ સ્થાપિત કરવામાં આવે છે. (આધાન વખતથીજ અમુક જીવાત્મા અમુક ગર્ભમાં દાખલ થશે એમ નકી કરવામાં આવે છે.)

(ક) મરણ પછી લાગલોજ નવો જન્મ (એક ખોળાયામાંથી બીજા ખોળીઆમાં જવું) થવો જોઇએ એમ જરૂરનું નથી. (એવો નિયમ નથી) જીવાત્મા ફરીથી નવું કલેવર ધારણ કરે તે પહેલાં કેટલોક વખત પોતાનાં કર્મો અનુસાર ઉંચા પ્રદેશમાં સુખ ભોગવે, અથવા નર્કમાં દુઃખ ભોગવે; અથવા તો તે એકદમ એક ખોળીયામાંથી બીજા ખોળાયામાં દાખલ થાય

ઉપરના ખુલાસા જે સત્સંગી નથી તેને સંબંધે છે. સત્સંગીઓને મરણ પછી હંમેશાં સહસ્ત્રદળકમળથી નીચેના પ્રદેશમાં મુકવામાં આવતા નથી, અને તેઓને કદી યમયાતના (નર્ક દુઃખ) ભોગવવી પડતી નથી, અથવા તેઓને પશુનું શરીર ધારણ કરવું પડતું નથી. મરણ વખતે સતગુરૂ હંમેશાં હાજર થાય છે, અને તેમને પોતાના ખોળામાં ઉપાડી લે છે.

૪ (અ) હજુર મહારાજ દયાળ દેશમાં છે, પરંતુ અવાજ અથવા ચૈતન્યની ધારાઓ દરેક સ્થળે છે; અને અભ્યાસીને મદદ કરવા સારૂ

હજુર મહારાજ પોતાનું સ્વરૂપ જે જગ્યાએ જરૂર હોય તે જગ્યાએ ધારણ કરી શકે છે. સતપુરૂષ રાધાસ્વામીનું અને હજુર મહારાજનું નીજ-રૂપ એકજ હતું, અને તે દયાળ દેશમાં એકજ છે. જે ચૈતન્યની મુળ ધારાથી હજુર મહારાજનું સ્થૂળ શરીર ધારણ કરી રખાયલું હતું, તેને મોજથી ખેંચી લેવામાં આવી છે; પરંતુ અવાજની ધારા પહેલાંની પેઠે મોજૂદ છે, અને એમ ન હોય તો આખી રચના અસ્તાવ્યસ્ત થઇ જાય.

(બ) હજુર મહારાજનું નીજરૂપ એટલે અવાજ હાલ ભજનના અભ્યાસમાં મદદ કરે છે.

બધાઓને ખરા દીલથી રાધાસ્વામી સાથે

ખરા દીલથી તમારો **બી. એસ. મીસ્ર.**

---

# રાધાસ્વામી.

અલાહાબાદ, તા. ૨૯–૭–૯૯.

મ્હારા વહાલા !

તમારો તા. ૧૭ માનો પત્ર પહોંચ્યો છે. જો તમે એમ ધારતા હો કે તેથી તમોને લાભ મળશે, તો તમારે માટે પ્રાર્થનાઓ કરવાને ખરેખર મને મોટો આનંદ થશે. પરંતુ હું તમોને કહું છું કે પરમ પીતા પોતાનાં તમામ સંતાનોના પ્રાર્થનાઓ સાંભળવાને હંમેશાં તૈયાર છે, અને તેથી કરીને તમારી પ્રાર્થનાઓ સરખી રીતે (મારી પ્રાર્થના પેઠે) અસરવાળી (ગુણવાળી) થશે.

બધાંઓને ખરા અંતઃકરણથી રાધાસ્વામી સાથે

ખરા દીલથી તમારો **બી. એસ. મીસ્ર.**

# રાધાસ્વામી.

**અલાહાબાદ,** તા. ૧૭–૫–૯૯.

મ્હારા વહાલા !

તમારો તા. ૨૮ મી એપ્રીલનો પત્ર પહોંચ્યો છે જો તમારા ભજનના અભ્યાસની ક્રીયામાં ઉંઘ એ મુખ્ય હરકત હોય તો, હું તમોને સલાહ આપું છું કે તમારા ભજનના અભ્યાસમાં તમોને સુસ્તી માલમ પડે કે તરતજ, ભજન છોડી દઇને પવિત્ર નામ રાધાસ્વામીનું આંતરીક સ્મરણ કરવું જોઇએ, અને જો એમ છતાં પણ સુસ્તી ઉડી જાય નહી તો નામ સ્મરણ બોલીને કરવું, અને તેનું ઉચ્ચારણ તમામ તમારી સુસ્તી ઉડી જાય, ત્યાં સુધી કર્યા કરવું આ પ્રમાણેનો અભ્યાસ, હું એમ ધારૂં છું કે, હજુર મહારાજ રાધાસ્વામી દયાળની મહેરથી કેટલાક વખત પછી (મહીનો અથવા લગભગ તેટલો વખત) જે હરકતોની તમો ફરીયાદ કરો છો તે દુર કરવામાં તમોને મદદગાર થશે; અને ભજન વખતે જે નકામા વિચારો ઉદ્ભવે છે તેને દુર કરવામાં પણ આ પ્રમાણેનો અભ્યાસ સહાયકારી થશે. જો કે હજુર મહારાજે સ્થૂળ શરીર છોડી દીધું છે. તોપણ અવાજની ધારાથી તે હંમેશાં હાજર છે, અને પહેલાંની પેઠે પોતાનાં સંતાનોને મદદ કરે છે, તેથી કરીને શ્રદ્ધાથી તમારે તમારો અભ્યાસ ચાલુ રાખવો જોઇએ.

બધાંઓને ખરા દીલથી રાધાસ્વામી સાથે અંતઃકરણથી અને ભ્રાતૃ-
વત્‌પણાથી તમારો **બી. એસ. મીસ્ર.**

---

# રાધાસ્વામી.

અલાહાબાદ, તા. ૨૦-૮-૯૯.

મ્હારા વહાલા !

તમારા તા. ૧૦ મીના પત્રથી તમારા વાહાલા પીતાના મરણ સંબંધી, અને તેને લીધે કુટુંબના કામોનો જે ભારે બોજો તમારા ઉપર નાખવામાં આવ્યો છે તે સંબધી સાંભળીને હું ઘણો દીલગીર છું. હાલના વખતમાં અલબત તમે દરેક ચીજને ખરાબ તેજમાં (રૂપમાં) દેખો છો, અને તમારી આસપાસ બધે હરકતો અને ઉપદ્રવ ફરી વળેલા દેખાય છે, પરંતુ હું તમોને કહેવાને હીંમત ધરૂં છું કે. આ બધી દેખીતી અડચણો તમારી આત્મીક ઉન્નતી અને ચડાઇની આડે આવી શકશે નહીં. તેની (ઉન્નતી અને ચડાઇની) પહેલાં જેટલી સંભાળ રાખવામાં આવતી

હતી, તેના કરતાં જો વધારે સંભાળ લેવામાં આવતી ન હોય તો, તેટલી તો સંભાળ લેવામાં આવે છે. દયાળુ પરમ પીતા પોતાના ઉંચા સ્થાનમાંથી પોતાના સંતાનોની સંભાળ રાખી રહ્યા છે, અને તેમને આ દુનીયાની જાળો અને લાલચોથી બચાવે છે. તેથી કરીને તેમની મહાન દયામાં દૃઢ વિશ્વાસ રાખીને ભજનના અભ્યાસના રસ્તામાં તમારાથી જે જે બની શકે તે કરો; (તે સંતોષકારક રીતે થાય કે નહી તોપણ) અને બાકીનું તેમની પરમ મોજ ઉપર છોડી દો, અને તેમની મોજ તમોને કલ્યાણકારી થઈ પડશેજ.

તમોને ખરા અંતઃકરણ પૂર્વક ખરી લાગણી અને દીલસોજીથી અને
સર્વને ખરા દીલથી રાધાસ્વામી સાથે.

તમારો ખરા દીલથી **બી. એસ. મીશ્ર.**

---

# રાધાસ્વામી.

અલ્લાહાબાદ, તા. ૨૧-૮-૯૯.

મ્હારા વહાલા !

તમારા સવાલોના જવાબો નીચે પ્રમાણે આપવામાં આવે છે:—

૧ (અ) જ્યારે શરીરની અંદર વહેતી ચૈતન્યની ધારાઓ તેના મૂળ તરફ વળે છે, ત્યારે ધ્યાન લાગ્યું છે, એમ કહેવાય. ભજનના અભ્યાસમાં સુખ ભોગવવું, અને ઇંદ્રિય-ગણમાંથી ચૈતન્યનો ખેંચાવ અનુભવવો એ ધ્યાનની નિશાનીઓ છે.

(બ) હા; જ્યારે ચૈતન્યની ધારાઓ છઠ્ઠા ચક્રમાં એક એકની પાસે આવતી જાય છે, ત્યારે ધ્યાન બની રહે છે. ભજનના અભ્યાસમાં શરૂઆતમાં ખેંચાણ એટલું ભારે હોતું નથી કે જેથી કરીને ચૈતન્યની તમામ ધારાઓ પુરેપુરી ખેંચાઈ જાય; તેથી કરીને સ્વપ્ન, સુસુપ્તિ, અને તુરીઆ અવસ્થાઓમાં થઇને પાર ગયા હોઇએ એમ લાગતું નથી; એમ છતાં કેટલેક દરજ્જે સુખનો અનુભવ થાય છે; અને જેમ જેમ વિશેષ ખેંચાણ (સુરતાનું) થતું જાય છે તેમ તેમ તે પ્રમાણમાં સુખનો વધારો થતો જાય છે; અને જ્યારે એટલે દરજ્જે અભ્યાસ આગળ વધે કે. અભ્યાસી ચૈતન્યની ધારાઓનું પુરેપુરૂં ખેંચાણ પ્રાપ્ત કરે, ત્યારે તેના

ભક્તિના ધ્યાનમાં ઉપર બતાવેલી બધી અવસ્થાઓ ઓળંગીને પાર જવાશે.

(ક) ઘણાજ પવિત્ર નામ, રાધાસ્વામીનું સ્મરણ કર્યાથી અને ગુરૂ સ્વરૂપનું ધ્યાન કર્યાથી, જીવાત્માને તીસરા- તીલમાં સહેલાઇથી જમાવી શકાય. આના કરતાં ધ્યાન કરવાની બીજી વધારે સરળ શૈલી નથી.

જ્યારે સંતોષકારક રીતે ધ્યાન થાય છે, ત્યારેજ ઘંટાનો અવાજ બરોબર સાંભળી શકાય છે.

ચઢાઇ અને સુરતાના ધ્યાનમાં (સીસટાવમાં) એટલો ફેર છે કે, ચડાઇમાં સુરતાની બેઠકનું ઉંચાપણું છે

(ડ) ઉંઘ અને ધ્યાનમાં આંખની કીકીઓમાંથી ચૈતન્યની ધારાઓ ખેંચાય છે; અને ચઢાઇમાં છઠ્ઠા ચક્રમાં સુરતાની બેઠક ઉંચ પદવીને પ્રાપ્ત થાય છે.

૨ (અ) અવાજ સાંભળવાના અભ્યાસ વખતે માનસીક અને માયા-વી ડખલો દુર કરવાને માટે સ્વરૂપનું ધ્યાન કરવામાં આવે છે: નહિ તો અવાજ સાંભળવાના અભ્યાસ વખતે સ્વરૂપનું ધ્યાન કરવાની જરૂર નથી.

(બ) માનસીક અને માયાવી વિષયોથી જાગ્રત થયેલી (ઉશ્કેરાયલી) માનસીક ધારાઓ તે તરંગો છે. તે મનમાંથી ઉભરાય છે, અને મન મા-નસીક અને માયાવી ઇચ્છાઓથી રંગાયલું હોવાથી તેઓ ઉદ્ભવે છે.

મગજની નબળાઇ, જે મુખ્ય જ્ઞાનતંતુની ઇંદ્રિનું ઢીલું પડી જવું સુચવે છે, તે (નબળાઇ) તરંગોનું ખરૂં કારણ નથી. તરંગોના ઓઘની પહેલાં આવતું તોફાન (ઉથલપાથલ) માલમ પડે કે તરતજ ભજનના અ-ભ્યાસના વખતમાં તેમને (તરંગોને) રોકાવાનું સરસમાં સરસ સાધન પવિત્ર રાધાસ્વામીનું નામ સ્મરણ છે, અને જ્યાં સુધી તોફાન શાંત થઈ જાય ત્યાં સુધી નામ સ્મરણ ચાલુ રાખવું જોઇએ.

શાંત, ચોખ્ખુ અને તાજુ મગજ (જેવું કે ઉંઘ પછીનું) જે, એમ સુચવે છે કે માનસીક તોફાન હાલ છે નહિ, તે, ખરેખર અવાજના અ-ભ્યાસ માટે સરસમાં સરસ સ્થિતી છે. અને બીજા વખતો કરતાં આ વખતે અવાજ ઘણી ચોખ્ખી રીતે સંભળાય છે.

(ક) જે સ્વરૂપ પોતાની મેળે આવે છે, તેનો આવિર્ભાવ પરમ પુરૂષ રાધાસ્વામી દયાળની ખાસ દયાથી છે, તેથી કરીને અભ્યાસી પ્રયત્ન કરીને જે સ્વરૂપ ધારે છે તેના કરતાં તે (મેળે આવેલું સ્વરૂપ) આંતરીક લાભ અને સુખ આપવામાં ખરેખર વધારે અસરકારક (બળવાન) છે. પ્રયત્નવડે

કરીને સ્વરૂપ ધારણુ કરવા સંબંધી એવું છે કે અભ્યાસીને તે ધારણુ કરવામાં કેટલીક શક્તિ આપવામાં આવેલી છે, અને પોતાની મેળે આવતા સ્વરૂપ ઉપર આ પ્રમાણે કોઇપણ જાતની શક્તિ (કાબુ) રાખી શકાથી નથી.

અભ્યાસીએ તેથી કરીને હંમેશાં સ્વરૂપ ધારણુ કરવાને પોતાનો પ્રયત્ન કરવો જોઇએ, અને વગર માગેલા દેખાવો (પોતાની મેળે આવતું સ્વરૂપ) પરમ પીતાની મોજ ઉપર છોડી દેવા જોઇએ.

૩ (અ) છઠ્ઠું ચક્ર એ જીવાત્માની બેઠક છે, અને તેના ઉપરનો તીસરો તીલ પીંડદેશમાંથી બ્રહ્માંડદેશમાં પેસવાનું એક દ્વાર છે. જીવાત્મા દ્વારની અંદર પેસે છે કે તરતજ મરણુ નીપજે છે.

(બ) બ્રહ્માંડ અને દયાળ દેશના પ્રદેશો મગજના વિષયની પર છે; પરંતુ આંખની કીકી જેમ અજવાળાનો સંબધ જોડનારૂં એક દ્વાર છે, તેમ આ પ્રદેશોની જોડે સંબંધમાં રહેલાં ઉપદેશ વખતે બતાવેલાં સ્થાનો તેમની (બ્રહ્માંડ અને દયાળ દેશના પ્રદેશો) સાથે જોડનારાં દ્વાર છે.

(ક) શરીરની અંદર ચૈતન્યમાંથી ત્રણુ ધારાઓ વહે છે. એક જમણી બાજુએ, બીજી મધ્યમાં, અને ત્રીજી ડાબી બાજુએ. મધ્યની ધારા જે સુક્ષ્મણાનો વિસ્તાર (લંબાવું તે) છે, તેનું છઠ્ઠું ચક્ર થયલું છે, અને સ્થૂળ શરીરનો તે મુખ્ય આધાર છે બાકીની બે ધારાઓ શરીર અને તેના ઇંદ્રિઓનાં જુદાં જુદાં કાર્યો કરવાને માટે મધ્યની ધારાની સહાયકારી છે.

શરીરના એ ભાગોમાં બીજી જે જ્ઞાનેંદ્રીયો રહેલી છે, તેના ઉપર આ બે ધારાઓ કામ કરે છે, તે ઉપરાંત બે આંખોમાં આ બે ધારાઓની પોતપોતાની ઉપશાખાઓ છે; પરંતુ આંખની ધારાઓ બીજી ધારાઓ કરતાં વધારે બળવાળી છે, અને તેથી કરીને આંખો ઉપર જે અસર થાય છે. તેનો પ્રતિધ્વની (જવાબ) બીજી ઇંદ્રીયો આપે છે; (મતલબ કે તેની અસર બીજી ઇંદ્રીઓ ઉપર થાય છે) અને તેથી કરીને જાણે કે તે બીજી ધારાઓનું પ્રદર્શક (સાંકળાયું અથવા પ્રસ્તાવના) બની રહેલી છે. પરંતુ આ બીજી ધારાઓ તેમાંથી (આંખમાંથી) નીકળેલી નથી. જેમ અમૂક બળનું કેંદ્રસ્થાન તેમાંથી બળની ધારાઓ નીકળવાથી ખાલી પડી જતું નથી, તેવી રીતે આંખમાં અને શરીરમાં ચૈતન્યની ધારાઓનું વહેણુ છઠ્ઠા ચક્રને ચૈતન્યથી ખાલી કરતું નથી

(અ) શરીરમાંથી જીવાત્માના પુરેપુરા ખેંચાઇ જવાથી અને તીસરા-

તીલમાં પેસવાથી મોત નીપજે છે, પરંતુ અવાજ સંભળાય તે પહેલાં તીસરા–તીલમાં ધારાઓનું પુરેપુરૂં ખેંચાણ થવું જોઇએ, એવો અનિવાર્ય નિયમ નથી. આ કામને માટે કેટલીક એકાગ્રતાની જરૂર છે અને તેવી એકાગ્રતાથી અવાજના અભ્યાસને મોટી સવડ અને બળ મળે છે; અને આ ઉપરથી એમ વળી સીદ્ધ થાય છે કે અવાજ સંભળાતા પહેલાં અભ્યાસીએ સ્વપ્ન અથવા ગાઢ નિંદ્રાની અવસ્થામાં હોવું જોઇએ, એમ જરૂરનું નથી, બીજી રીતે જોતાં આ બે અવસ્થાઓ થોડે ઘણે અંશે તમથી વીંટાયલી હોવાથી સુક્ષ્મ જ્ઞાનેંદ્રિયો પણ થોડી ઘણી ઉંઘતી હોય છે, અને તેથી કરીને ધુન્યાત્મક અવાજ આ અવસ્થાઓમાં સંભળાતો નથી.

જે અભ્યાસીએ પોતાના અભ્યાસ વડે કરીને આંતરીક અંધકારને દુર કર્યો છે, તે જ્ઞાનેંદ્રિયોનો સંપૂર્ણ રીતે ઉપયોગ કરતો છતાં સ્વપ્નની અને ગાઢ નિંદ્રાની અવસ્થાઓને ઓળંગીને પાર જાય છે; પરંતુ સાધારણ લોકો અચેતન અવસ્થામાં આ સ્થિતિમાં પાછા પડે છે.

(બ) પાછલા પત્રનો × × × સતગુરૂ જ્યારે મનુષ્ય શરીરમાં હોય છે, અને જ્યારે તે શરીર છોડીને જાય છે, એ રીતે બંને પ્રસંગે અભ્યાસીઓને નીજરૂપ એ મદદનું સાધન છે પરંતુ જ્યારે અવતાર તરીકે તે મનુષ્ય શરીરમાં હોય છે, ત્યારે તેમનું સ્થૂળ શરીર ઉંચામાં ઉંચા પ્રકારની ચૈતન્યતાથી ભરેલું હોવાથી, તેમની સાથે સંબંધમાં આવતા બધાઓ વિશેષ ચૈતન્યવાળા થાય છે, અને આ પ્રમાણે બધાઓ મોટો લાભ તે વખતે લઈ શકે છે. તે પોતાનામાંથી એક પ્રવાહ (મોજુ) તરીકે મનુષ્ય શરીરમાં અવતાર લે છે. આંતરીક કરેલી પ્રાર્થનાઓ નીજરૂપ સાંભળે છે અને મેહેર અને દયા આપે છે. સંતસતગુરૂ પોતાના મેળે તેમના પોતાના પ્રદેશમાં સતપુરૂપ છે.

બધાઓને ખરા દીલથી રાધાસ્વામી સાથે

તમારો ખરા અંતઃકરણથી **બી. એસ. મીસ.**

---

---

**તા. ક.** હૈદરાબાદમાં પ્લેગના ઉપદ્રવ સંબંધી સાંભળી હું દીલગીર છું. પરંતુ હું આશા રાખું છું કે હૈદરાબાદમાં પોતાનાં સંતાનોની સંભાળ પરમ દયાળુ પીતા લેશે.

# રાધાસ્વામી.

અલાહાબાદ, તા. ૨૮-૮-૯૯.

**મ્હારા વહાલા !**

તમારો તા ૨૨ મીનો પત્ર પહોંચ્યો છે. તમો જે હરકતો લખો છો તેથી હું દીલગીર છું. આંતરીક ચૈતન્યની મદદના અનુભવની ખામી કોઇ કોઇવાર મોટી માનસીક નારાજી પેદા કરે છે, અને એમ માલુમ પડે છે કે જાણે કે મુક્તિ પ્રાપ્ત થઇ શકશે નહિ; પરંતુ ખરી રીતે જોતાં લક્ષ્ય-બીંદુ પ્રાપ્ત કરવામાં એ એક પગથીયું છે, કારણકે આ માનસીક વ્યગ્રતા આંતરીક નીર્મળતાની ક્રીયા સાથેનું સહકારી તોફાન (હાલમહાલા) સુચવે છે. આ શીવાય પાછલાં કર્મોની અસર નાબુદ કરી શકાય નહી; (આંતરીક સુખનો આવિર્ભાવ થવાને માટે મનની મલીનતા દુર કરવી એ એક અગત્યની હકીકત છે) અને જીવાત્માના કુદરતી બળની ખીલવણી અને નવી સ્થિતિ બની શકે નહીં ઘણા જુના વખતથી અને અસખ્ય જન્માંતરોનો દુનીયાની ઇચ્છાઓનો કચરો એકઠો થયેલો છે, અને તેથી કરીને આટલા છ અથવા આઠ વરસના ટુંકા વખતમાં જો સંપૂર્ણ મનની નિર્મળતાની આશા રાખતા હો અથવા તેને માટે આગ્રહ કરતા હો, તો અધીરાઇ (ઉતાવળ) નું તોહોમત તમારા ઉપર સારી રીતે મુકી શકાય, પરંતુ અનુભવને ધોરણે ચોકસ એવી ખાતરી આપી શકાય કે આંતરીક બેચેની અને અસંતોષની લાગણીઓ. એ પરમાર્થીક સુખ અને દયાના વર્ષાદનાં પ્રથમથી જણાતાં ચિન્હ છે; અને આ પ્રમાણે હકીકત છે, તેથી આ લાગણીઓના સખત પરિણામને નારાજગીનું કારણ બનાવવું જોઇએ નહીં. વળી હાલની તકલીફોમાં સુખી અને આનંદી દીવસોની આશા, જે મીઠાશ ગુપ્ત રહેલી છે. તેનો ઝાંખો દેખાવ આપે છે. પોતાના માથામાં મણીવાળા ઝેરી દેડકાની પેઠે આવા વિરૂદ્ધ સંજોગોમાં મીઠાશ રહેલી છે, અને ખાતરીબંધ અને ચોકસ બદલાની આશામાં શ્રદ્ધા અને સહનશીળતાથી આવા સંજોગો ભોગવવા જોઇએ.

પરમ પીતા બધાઓ ઉપર પોતાની દયા અને મહેર કરશે એવી આશા રાખીને ખરા દીલથી રાધાસ્વામી સાથે.

તમારો ખરા દીલથી **બી. એસ. મીસ્ર.**

# રાધાસ્વામી.

અલ્લાહાબાદ, તા. ૩ ૯-૯૯.

**મ્હારા વહાલા !**

દીક્ષા લેવાની ઇચ્છાવાળા નવા ઉમેદવારો છે એમ સાંભળી મને આનંદ થાય છે. પરમકૃપાળુ પીતાએ જે મુક્તિ આપવનું કામ શરૂ કર્યું છે તે કૃપા કરીને ચાલુ રાખશે, અને આજ સુધી જે પ્રમાણે લોકોએ પરમાર્થીક લાભ મેળવ્યો છે તે પ્રમાણે મેળવવાનું ચાલુ રાખશે, એમ આશા છે. જે મંડળીનો તેણે (પરમ પીતાએ) પોતે પાયો નાંખ્યો છે, તેની તે પહેલાંની પેઠે સંભાળ લે છે. અને તેને વધારવાને અને ખીલવવાને યોગ્ય વખતે ખરેખર યોગ્ય પગલાં ભરવામાં આવશે. પરંતુ તેના બધા સત્સંગીઓએ ચેતવણી રાખવી જોઇએ કે, બીજા ધર્મોને જે દુનીયાવી વિષયો અને કૃપણ વિચારોએ ઉતારી નાખી હલકા પાડી દીધા છે, તેવા વિષયોમાં પોતાના અભ્યાસના સંબંધે તેઓ ખેંચાઇ જાય નહીં, અને તેવા વિચારોથી પોતે અંજાઇ જાય નહીં. શુદ્ધ અને ઉદાર જીવથી, પરમ પીતાની મહેર અને દયાની આંતરીક માગણી કરવી જોઇએ, અને ભજનના અભ્યાસની ચડાઇનો તેનાં પરિણામોથી સંભાળપૂર્વક વિચાર કરવો જોઇએ. જો પરિણામો સંતોષકારક ન હોય તો, તેને સંતોષકારક કરવા યોગ્ય ઇલાજો યોજવા જોઇએ

બધાઓને ખરા દીલથી રાધાસ્વામી સાથે

તમારો ખરા અંતઃકરણથી **બી. એસ. મીસ્ર.**

# રાધાસ્વામી.

અલાહાબાદ, તા. ૨૪-૯-૯૯.

**મ્હારા વહાલા !**

મરકીનો ઉપદ્રવ સાંભળીને હું દીલગીર છું. પરંતુ હું આશા રાખું છું કે દયાળુ પરમ પીતાની દયાથી તેમનાં સંતાનોની સંભાળ લેવામાં આવશે,

આ વરસની આખરે અથવા તો આવતા વરસની શરૂઆતમાં સંત સતગુરૂ પ્રગટ થવાની અફવા સબંધી હું કાંઇ જાણુતો નથી. પરંતુ હું ધારતો નથી કે તેઓ પોતે કોઇ દબદબા સાથે પ્રગટ થશે, અથવા તે કાર્યને માટે અમૂક દીવસ મૂકરર કરવામાં આવશે. હું માનું છું કે તેમનો આવિર્ભાવ ધીમે ધીમે થશે. હું દીલગીર છું કે મારી પાસે મારો ફોટો નથી; નહી તો હું તમોને એક ભેટમાં આપત. હજુર મહારાજની દયાથી તમે બધા ખુશીમાં છો એવી આશા રાખીને બધાઓને ખરા દીલથી રાધાસ્વામી સાથે.

તમારો સ્નેહાધીન **બી. એસ. મીસ્ર.**

---

# રાધાસ્વામી.

**અલાહાબાદ**, તા. ૨૨-૮-૯૫

**મ્હારા વહાલા !**

તમારો પત્ર પહોંચ્યો છે. તમારો ભજનનો અભ્યાસ ધીમે ધીમે ચાલુ રાખો, અને બાકીનું પરમ પીતાની મોજ ઉપર છોડી દો. તે તમોને સુધારવાને માટે સંભાળ લેશે.

અહીંઆં સર્વે ખુશીમાં છે. બધાઓને ખરા દીલથી રાધાસ્વામી સાથે.

તમારો ખરા દીલથી **બી. એસ. મીસ્ર.**

---

# રાધાસ્વામી.

**અલાહાબાદ**, તા. ૮-૧૦-૯૫.

**મ્હારા વહાલા !**

તમારો તા. ૩ જી નો પત્ર પહોંચ્યો છે. તમારા પત્ર વહેવારથી તમે મને નારાજ કરવાની કોઇપણ રીતે ભીતી રાખતા નહીં. સત્સંગી ભાઇ તરફથી આવતો પત્રવહેવાર હંમેશાં આનંદનું મૂળ છે; અને હું એટલાજ કારણથી દીલગીર છું કે જેટલી ઉતાવળથી તેના જવાબ થવાની ઇચ્છા રાખું છું, તેટલી ઉતાવળથી વખત ન મળવાથી તેના જવાબ મારાથી

થઇ શકતા નથી. પરંતુ જવાબ આપવાની ઢીલ બાજુ ઉપર મૂકી, આવા પત્રોના જવાબ આપવામાં જે સેવા રહેલી છે, તે સેવાનો લાભ મને ન મળે એવો ભાગ્યહીન હું મારી મેળે મને થવા દઇશ નહીં.

તા. ૩ જી સપટેમ્બરના મારા કાગળનો જે ભાગ તમોએ લખ્યો છે, તે કેટલાક નાલાયક સત્સંગીઓની વર્તણૂક સબંધે છે. તે ખાસ કરીને અમૂક જગ્યાના સત્સંગીઓ સબંધે નથી. પરંતુ તેનું (પત્રનું) સ્વરૂપ જ્યારે દુનીઆવી માયાઓ તેમના (સત્સંગીના) સગાઓને અંદરે અંદર અને પરમ પીતાની સામે ઉસ્કેરે છે, ત્યારે દરેક જગ્યાએ લાગુ પડે છે. વધારે ખુલ્લા શબ્દોમાં કહીએ તો, જે વિષયો, આનંદો, નામ, અથવા ખ્યાતિ, સાધારણ રોજગાર કરવામાં અને ભરણ પોષણ નભાવવામાં જેટલાં જરૂરનાં છે, તે શીવાયના દુનીયાવી વિષયો, અથવા વિષયોના આનંદો, અથવા નામ અથવા ખ્યાતિની ઇચ્છા રાખવામાં; અથવા તેની માગણી કરવામાં; અને ખુલ્લી રીતે અભ્યાસના વખતની પ્રાર્થનાઓ સાથે આવા વિચારો ગર્ભિત રીતે અથવા ઉઘાડી રીતે ભેળવવામાં; (આ પ્રમાણેની) નાલાયક સત્સંગીઓની વર્તણૂક રહેલી છે. જો આવી મનની સ્થિતીઓ સબંધી સંભાળપૂર્વક સાવચેતી રાખવામાં ન આવે તો તેઓ એક માનસીક ટેવ રૂપે થઇ પડશે. અને તે ટેવ, ખરૂં ભજન, કે જેમાં મુખ્ય ઇચ્છા પરમપુરૂષને તેની પોતાની ખાતર પ્રાપ્ત કરવાની. અને તેને પોતાને માટે તેના ઉપર પ્રેમ કરવાની હોવી જોઇએ, તેને પાછું પાડી દેશે. મનનાં પાપ પ્રપંચી અને નહિ માલમ પડે તેવાં હોય છે. ધર્મ સબંધીની જાગૃતાને (ખબરદારીને) ટાપટીપવાળાં બંધ બેસતાં ખોટાં કારણો બતાવી શાંત પાડીને તે (પાપ) ખરી ભજનની ધારાઓને બીજી દીશાઓમાં વાળી દેશે; અને આ પ્રમાણે ખરી આંતરીક ભક્તિનો અભ્યાસ નિષ્ફળ કરશે. તેથી કરીને કર્મોના બધા હેતુઓ અને વિચારોનું હમેશાં સંભાળપૂર્વક નિરિક્ષણ કરવું જોઇએ; અને મનમાં જે સ્વભાવીક જુદી જુદી ખોડો હોય, તેનો વિચારપૂર્વક નોંધ લેવો જોઇએ. આ પ્રમાણે ખબરદારીથી કરેલું પ્રથકકરણ (મુળ તત્વશોધન) પરમપીતાની મદદથી, ધીમે ધીમે મનની ખરાબ વળણોને નિર્મૂળ કરશે, અને ખરા ભજનના અભ્યાસને, તેના સહાયકારી કદી નાશ ન પામે એવા સુખ સાથે, પ્રકાશિત કરશે. આ પ્રમાણેની ખબરદારીની ગેરહાજરીને લીધે બીજા ધર્મો પાયમાલ થઈ ગયા છે. અને આ

પ્રમાણે જેની સાથે સાવચેતી રાખવાની છે, તે મેં મારા આગલા કાગળમાં બતાવ્યું છે.

હું આશા રાખું છું કે મરકી અને દુકાળની હાડમારીની દરમીઆન પરમપીતા પોતાનાં સંતાનોની સંભાળ રાખશે, અને આ આપત્તિઓની મારફતે તેમને પરમાર્થીક લાભ પ્રાપ્ત કરાવશે.

ખરા દીલથી તમારો બી. એસ. મીસ્ર.

---

## રાધાસ્વામી.

અલાહાબાદ, તા. ૧૨-૮-૯૯.

**મ્હારા વહાલા !**

તમે જે લખો છો તે વાંચીને દીલગીર છું. પરંતુ ખરાબ ઇચ્છાઓની સામે થવામાં તમોને પરમ પીતા સહાય આપે એવી હું પ્રાર્થના કરૂં છું અને આશા રાખું છું. પાછલાં કર્મો કેટલેક દરજે તેની ખરાબ અસરો ઉત્પન્ન કર્યા વગર જલદીથી નિર્મૂળ થતાં નથી, અને ફક્ત ધીમે ધીમે નાશ પામે છે; અથવા તો તે થોડા વખતને માટે ફક્ત નરમ પડે છે. એમ છતાં તમે જેટલો પ્રયત્ન કરી શકો, તેટલા પ્રયત્નથી નિયમિત રીતે જો તમે તમારો અભ્યાસ ચાલુ રાખશો, અને સતસંગમાં દાખલ રહેશો, તો તેથી કેટલીક મદદ મળશે.

બધાઓને ખરા દીલથી રાધાસ્વામી સાથે

તમારો ખરા અંતઃકરણથી બી. એસ. મીસ્ર.

---

## રાધાસ્વામી.

અલાહાબાદ, તા. ૧૪-૧૦-૯૯.

**વહાલા ભાઈ !**

તમારો તા. ૮ મીનો પત્ર પહોંચ્યો છે. તમારૂં કુટુંબ ઘણી મુસ્કેલીમાં આવી પડયું છે, અને મી............નો દીકરો ગુજરી ગયો છે તે સાંભળી હું ઘણો દીલગીર છું. માંદગી અને તેની સાથેની બીજી અડ-

ચણો અથવા મુસ્કેલીઓ આપણાં પાછલાં કર્મોનું પરિણામ છે, એમાં શંકા નથી; પરંતુ જ્યારે તે (માંદગી વીગેરે) તેનાં પરમ (પીતાનાં સંતાનો) ઉપર હુમલો કરે છે, ત્યારે પરમ પીતાની મહેર અને દયા મોજૂદ હોય છે, અને તે (મહેર અને દયા) તેમની (માંદગી) સખ્તાઇ નરમ કરે છે. અને ખરાબમાં ખરાબ બનવાને પ્રસંગે પણ, એટલે મોત આવે તોપણ, પરમપીતાની મહેરથી છેવટની ઘડી ખાસ કરીને તેજસ્વી કરવામાં આવે છે. આ મહેર પોતાનાં દેખીતાં ચીન્હો મરનાર માણસના ચહેરા ઉપર મૂકે છે. (મરતી વખતે પરમપીતા દર્શન દે છે, અને તેની મહેરથી મરનારનો ચહેરો તેજસ્વી દેખાય છે.) જો સત્સંગીઓમાં મરકીનો ખરેખરો મરણનો પ્રસંગ (દાખલો) બને તોપણ, તેનો (મરકીનો) ડંખ આ પ્રમાણે ભાગી નાખવામાં આવે છે. પરંતુ સાધારણ રીતે મરકીના જેવો ઘાતકી રોગ સત્સંગીના કુટુંબમાં પેસવા દેવામાં આવતો નથી; અને જો પાછલાં કર્મોને લીધે તે અનિવાર્ય રીતે પેસે તો, તે થોડા વધતા પ્રમાણમાં બીજી કોઇ જાતના દર્દમાં બદલાઇ જાય છે. તેથી કરીને આ બાબતમાં જે સલાહ અને આશ્વાસન હમો આપી શકીએ તે એ છે કે આપણે પરમપીતા હજુર માહારાજની મોજને આધારે વિશ્વાસ અને સહનશીળતાથી રહેવું.

મી...... ......ના ઉપર જે દુઃખ પડયું છે, તેથી અમે દીલગીર છીએ, અને તેને હમે ખરા દીલથી આશ્વાસન આપીએ છીએ. અને સાથે સાથે પરમપીતાને એવી પ્રાર્થના કરીયે છીયે કે તેની તંદુરસ્તી જલદીથી પાછી આવે, અને તેનાં કુટુંબનાં કામો બીજી રીતે સરળ થાય.

બધાઓને ખરા અંતઃકરણથી રાધાસ્વામી સાથે

તમારો ખરા દીલથી **બી. એસ. મીસ્રા.**

---

# રાધાસ્વામી.

અલ્લાહાબાદ, તા. ૨૨-૧૦-૫૫.

**મ્હારા વહાલા !**

તમારો તા. ૧૩ મીનો પત્ર, જેમાં તમે મી............ના મરણની ખબર આપી છે, તે પહોંચ્યો છે. આ દીલગીરી ભરેલી ખબરથી હમે ઘણા દીલગીર છીયે, અને આ બાબતમાં હમે હમારા ખરા અંતઃકરણથી

દયા બતાવીએ છીએ, અને આશ્વાસન આપીએ છીએ. અને આ હમારી દયા અને આશ્વાસનની ખબર તેના બાપ, સ્ત્રી, અને તમામ કુટુંબને તમે આપશો એવી વીનંતી કરીએ છીયે. તમે લખો છો તે પ્રમાણે તેના જીવાત્મા ઉપર નાશવંત શરીર છોડતી વખતે પરમ પીતાએ મહેર કરી હશે, અને તેના ઉપર ઘણી દયા વર્ષાવી હશે; પરંતુ લોકો હમેશાં આ બાબતનો આવો વિચાર કરતા નથી અને ઉલટો એવો ખ્યાલ કરે છે કે પરમ પીતાનો રક્ષણ કરતો હાથ લંબાવવામાં આવ્યો નહીં હોય; નહી--તો આવો છેવટનો બનાવ બનવા દીધો નહોત. આપત્તિને પ્રસંગે, દીલગીરીમાંથી કુદરતી રીતે આવા વિચારો ઉદ્‌ભવે છે, પરંતુ જો સમજ શક્તિનો ઉપયોગ કરવામાં આવે તો, એમ જલદી માલમ પડશે કે દીલગીરીનું કારણ કાંઇપણ પાયા વગરનું છે, અને આપણા કલ્યાણનું રક્ષણ થયું નથી, એવું પરમપીતા ઉપર આપણે આળ મુકી શકીએ નહીં. રાધાસ્વામીપંથ ખરેખર એમ જાહેર કરે છે કે તેના અનુયાયીઓનાં કર્મો નિર્મૂળ કરવામાં આવશે, અને તેની અસર ઢીલી કરવામાં આવશે; પરંતુ જો સત્સંગીઓની બાબતમાં કર્મોના નિયમો, કે જેને ભોગવવાનો મોકળો રસ્તો મુકવામાં આવ્યો છે, તેના કાર્યને પરમપીતા અટકાવે, તો તે (પરમપીતા) વગ અને વિરૂદ્ધતાના તોહોમતને પોતાની મેળે ખરેખર પાત્ર થાય. તેથી કરીને પાછલાં કર્મો નિર્મૂળ થાય તે પહેલાં તેને ભોગવવાં જોઇએ, પરંતુ તેની અસર, જો કે તે આપણને તે વખતે ઉઘાડી દેખાશે નહીં, તોપણ ધીમી કરવામાં આવશે. કરાંચીમાં જે દુઃખજનક બનાવ બન્યો છે, તે અપવાદરૂપે નથી. બીજા સત્સંગીઓમાં પણ હાની થઈ છે. અલાહાબાદમાં કેટલાંક કુટુંબોમાં મરણ નીપજ્યાં છે, પરંતુ પ્રથમ નિર્મિત થયેલા પ્રારબ્ધનું તે પરિણામ છે, એમ વિચાર કરીને પરમપીતાની દયામાં વિશ્વાસ રાખીને સહનશીળતાથી તે મરણોને સ્વીકારવામાં આવ્યાં છે; (સહન કરવામાં આવ્યાં છે) અને બાજી જગ્યાએ સત્સંગીઓએ આવીજ પરિસ્થિતી રાખવી જોઇએ. (આવોજ વિચાર કરવો જોઇએ) જે કારણથી રાધાસ્વામી મત, અને સંતસતગુરૂ, જે માણસો આ મત સ્વીકારે છે, તેમને સમૃદ્ધિનું વચન આપતા નથી; તે કારણથી જીંદગીના તમામ વારાફેરા અને આકસ્મિક બનાવો અટકાવવામાં આવશે, એમ ધારવું, એ ખોટી સમજણ છે. સારા પરિણામને માટે આવા વારાફેરા અને બનાવોની જરૂર છે, નહી તો બધાં જીવતાં પ્રાણીઓ કે જેઓ પરમ પીતાના અંશો છે,

તેમને આવા વારાફેરા અને બનાવોને આધીન પરમપીતાએ મૂક્યા નહોત. આ પ્રમાણે હકીકતથી જે લાગણીવાળી સલાહ આવા સંજોગોમાં હું આપી શકું તે એ છે કે દુ:ખોને શ્રદ્ધા અને સહનશીળતાથી ભોગવવાં; નહી—તો કાંઇપણ પરિણામ વગર, વગર કારણે મોટું દુ:ખ અને દીલગીરી ભોગવવાં પડશે. ખરા દીલથી રાધાસ્વામી સાથે.

તમારો ખરા અંત:કરણથા **બી. એસ. મીસ.**

# રાધાસ્વામી.

**અલાહાબાદ**, તા. ૨૮-૧૦-૯૫.

**મ્હારા વહાલા !**

પરમપીતા આપણ બધાઓનું હીત સંભાળે છે, અને જે નિયમો કર્મોની અસરોને નિર્મૂળ કરે છે. તે નિયમોને અનુસરીને, કર્મોનાં કાર્યની સખ્તાઇ ઘણે મોટે દરજ્જે કમી કરીને, તે નિર્મળતા પ્રાપ્ત કરવામાં આપણને મદદ કરે છે. વિશ્વાસ અને સહનશીળતાથી તમારાથી બની શકે તેટલો અભ્યાસ ચાલુ રાખો, અને બાકીનું તેની મોજ ઉપર છોડી ધો.

સાધનું સ્થાન ઘણું ઉંચું છે, એ વાત ખરી છે. અને મનુષ્ય જાતના સુધારાને માટે તે ઘણું કરી શકે; પરંતુ હવે પછી તે સંતની જગ્યા લેશે, અને આ પૃથ્વી ઉપર સંતો અને પરમસંતો પોતાનું આગમન કરશે નહીં એમ કહેવું ભુલ ભરેલું છે. છેવટનો નવો જન્મ અને મુક્તિ ફક્ત સંતજ કરી શકે. અને આ હેતુથી તે ખરેખર વહેલા મોડા પ્રગટ થશે. સાધની બાહારની રીતભાત કાંઇપણ આરોપ મૂકવા જેવી નથી; અને તેમાં કાંઇ દોષ કે ડાઘ નથી. તેઓ નાટીસ માયાવી વિષયોમાં ભરાતા નથી, અને ગર્ભિત રીતે તેમ સીધી રીતે તેઓ સાધ છે, એમ પોતાની મેળે તેઓ જાહેર થતા નથી. જે લોકો ખરેખર પોતાની મેળે પૂજાવાની આશા રાખે છે, અને ગુપ્ત રીતે પૂજાની માગણી (ખુશામત) કરે છે, અને એકદમ સાધની પદવી ધારણ કરવાને તૈયાર છે તેઓ ધુતારા છે; અને...... ને સબંધે મેં જે સાંભળ્યું છે, અને જે રીતની તે વર્તણુક રાખે છે, તેથી મારાથી કહ્યા વગર ચાલતું નથી કે તે આવી જાતના લેબાગુઓના (ધુતારા) વર્ગનો છે; અને વળી સત્સંગી કહેવરાવવાની લાયકાતને પણ પાત્ર નથી. બધાઓને ખરા અંત:કરણથા રાધાસ્વામી સાથે.

ખરા દીલથી તમારો **બી. એસ. મીસ્ર.**

# રાધાસ્વામી.

**અલાહાબાદ, તા. ૨૮-૧૦-૯૫.**

**મ્હારા વહાલા !**

તમારો પત્ર અને કપડાનો કકડો પહોંચ્યાં છે. હું દીલગીર છું કે તમારો કપડાનો કકડો હું અંગીકાર કરતો નથી, કારણકે આ જાતની ભેટ ખાસ કરીને મારા સંજોગોમાં મૂકાયલો કોઇપણ સત્સંગી કબુલ કરે તો તે ઉપરથી ખોટી સમજોટી થાય એ નક્કી છે. પરંતુ તમે તદ્દન નાખુશ ન થાઓ તે કારણથી આ કપડું હું ખરીદી લઉં છું, અને આગ્રાના સત્સંગના ખર્ચને માટે તેની કીંમત મોકલાવી આપીને હું તેનું પહેરવાનું વસ્ત્ર બનાવરાવીશ, પરંતુ હું તમોને વિનંતી કરૂં છું કે આવી કોઈ વિશેષ ભેટથી ભવિષ્યમાં મને આવી ન ઇચ્છવા યોગ્ય સ્થિતિમાં મૂકશો નહિ.

તમોને અને બીજાઓને ખરા અંતઃકરણથી રાધાસ્વામી સાથે.

તમારો ખરા દીલથી **બી. એસ. મીસ્ર.**

# રાધાસ્વામી.

**અલાહાબાદ, તા. ૧૮-૧૧-૯૫.**

**મ્હારા વહાલા !**

એમ જણાય છે કે જૂની પાછલા જન્મોની મનની અસરો હજુ તમારામાં ઘણી મજબૂત છે, અને ભજનના અભ્યાસ વખતે તમારી આંતરીક વ્યગ્રતા, કે જેને વિષે તમે લખો છો, તે તેને લીધે છે. તેની નિર્મૂળતા, જે ખરી રીતે ધીમે ધીમે થવી જોઇએ, તેને માટે ઈલાજ ફક્ત એટલોજ છે કે જ્યારે વખત મળે ત્યારે ભજનના અભ્યાસ વખતે પ્રેમપત્રમાં ખુલાસાવાર બતાવેલી રીત પ્રમાણે પવિત્ર રાધાસ્વામીના નામનું માનસીક અને ૨૫૫૯ ઉચ્ચારણ કરવું; અને બીજે વખતે જ્યારે તમે દુનીઆવી કામોમાં રોકાયલા હો, ત્યારે દરમીઆન થોડા થોડા વખતને અંતરે વારંવાર એ પ્રમાણે ઉચ્ચારણ કરવું. કાંઇપણ અટકાવ વગર (વચે છોડી દીધા વગર) જો આશરે ૭ માસ સુધી તમે આ પ્રમાણે કરશો, તો હું ધારૂં છું કે

પરમપીતાની મરજીથી તમોને આંતરીક લાભ મળશે.

તમારાં સંસારીક કામો સબંધી હું એટલુંજ કહેવા માગું છું કે વકીલની જીંદગી ઘણી રોકાણવાળી છે, અને ભજનના અભ્યાસને અનુકુળ નથી. છતાં જો તમોને એમ લાગે કે આ ધંધો ચલાવવાથી તમારી આંતરીક બાબતોને સરળ અને સીધી રાખવાને તમે શક્તિમાન રહેશો, તો ભલે તે પ્રમાણે કરો.

પરમપીતા બધાઓ ઉપર કૃપા કરશે, એવો વિશ્વાસ રાખીને ખરા દીલથી રાધાસ્વામી સાથે.

તમારો ખરા અંતઃકરણથી બી. એસ. મીસ્ર.

---

# રાધાસ્વામી.

અલાહાબાદ, તા. ૧૨-૧૧-૯૫.

**મ્હારા વહાલા !**

તમારો પત્ર પહોંચ્યો છે. તમે તેમાં જે લખો છો તે વાંચીને દીલગીર છું, પરંતુ નાસીપાસ થતા ના. દયાળુ પરમપીતા ધીમે ધીમે તમોને સહાય કરશે અને તમારૂં મન નિર્મળ કરશે. ખરાબ રસ્તે ચડયા પછી તમોને પશ્ચાતાપ થાય છે, એ જો કે દુઃખ ભરેલું છે, પરંતુ તે એક સારી નીશાની છે. હમેશાં એ પ્રમાણે કરો. ખરા અંતઃકરણપુર્વક પસ્તાવાથી પાપને હમેશાં માફી આપવામાં આવે છે. ખરા દીલથી રાધાસ્વામી સાથે.

ખરા અંતઃકરણથી તમારો બી. એસ. મીસ્ર.

---

# રાધાસ્વામી.

અલાહાબાદ, તા. ૨૧-૧૨-૯૫

**મ્હારા વહાલા !**

કામમાં ખંતથી તમારી મેળે વળગ્યા રહેવાના તમારા ઠરાવથી હું ખુશી થયો છુ. જો તમે એ પ્રમાણે કરો તો મારી ખાતરી છે કે રાધાસ્વામી દયાળની મહેર અને દયા તમે મેળવી શકશો. અનુકુળ વખતે જ્યારે સરકારી નોકરી સબંધે અને પૈસા સંબંધે સંજોગો તમોને અનુકુળ આવે, ત્યારે તમે સત્સંગમાં હાજરી આપી શકશો. શુભેચ્છાથી રાધાસ્વામી સાથે.

તમારો ખરા દીલથી **બી. એસ. મીસ્ર.**

# રાધાસ્વામી.

**અલ્લાહાબાદ**, તા. ૨૬-૧૧-૯૮.

**મ્હારા વહાલા !**

તમારો તા. ૧૬ મીનો પત્ર પહોંચ્યો છે. તમે જે મંદવાડ ભોગવો છો, તેથી તેમ તેનાથી જે મોટું દુઃખ તમોને વેઠવું પડે છે, તે સાંભળી હું દીલગીર છું. પરંતુ તમો કહો છો તે પ્રમાણે તે પાછલાં કર્મોને લીધે છે, અને તે કર્મો કાંઇપણ પીડા ભોગવાવ્યા વગર નિર્મૂળ થતાં નથી. પરંતુ તમે ખાતરી રાખો કે જેથી અસહ્ય પીડાઓ થઇ હોત, અને જે ઘણા લાંબા વખત સુધી લંબાયાં હોત, તે (કર્મો) ઘણાં કમી થઇ ગયાં છે. અને તેમનો (કર્મોનો) આવરદા ઘણે ભાગે ટુંકો થઇ ગયો છે. અને તેની સાથે સાથે પ્રાપ્ત થતી નિર્મળતાથી ઉદ્ભવતા મોટા આત્મીક લાભની તો વાતજ કરવી નહીં. (આત્મીક લાભ તેથી થયો છે) આ સંજોગોમાં એ ઇચ્છવા યોગ્ય છે કે તમારે તમારી પીડાઓ વિશ્વાસ અને આશા રાખીને અને વળી બને તો પાડ માનીને શાંતીથી સહન કરવી.

આથી તમારી તંદુરસ્તી સારી થશે એમ આશા રાખીને ખરા અંતઃકરણથી રાધાસ્વામી સાથે. હું તમારો ખરા દીલથી **બી. એસ. મીસ્ર.**

# રાધાસ્વામી.

**અલ્લાહાબાદ**, તા. ૧૮-૯-૯૮.

**મ્હારા વહાલા !**

તમારો તા. ૫ મીનો કાગળ પહોંચ્યો છે. તેમાં દર્શાવેલી તમારા મનની સ્થિતિ તમારાં પાછલાં કર્મોની અસરોને લીધે છે. અને તે કર્મો તેમનો થોડો ઘણો ખરાબ ભાગ ભજવ્યા વગર એકદમ જતાં રહેતાં નથી; પરંતુ જો તમે તમારાં મનનાં વળગણો ઉપર દરકાર ન કરતાં તમારા ભજનના અભ્યાસમાં આગ્રહપૂર્વક મચ્યા રહો, અને પરમપીતાની દયા ઉપર શ્રદ્ધા રાખો, તો પાછલાં કર્મોની અસરો દુર કરવામાં તે તમોને સહાય કરશે. અને જ્યારે તેમનું (કર્મોનું) બળ ખુટી જશે, ત્યારે એકાગ્ર ધ્યાનથી અને આનંદથી કેટલોક વખત ભજનનો અભ્યાસ કરવાને તમોને જોઇતી શાંતી મળશે. મનથી ઉદ્ભવેલી હાલની ખરાબ વળણોના સુધારા માટે, તેથી કરીને, શ્રદ્ધા અને ચાલુ ભજનનો અભ્યાસ એજ ફક્ત સાધનો છે.

ખરા અંતઃકરણથી રાધાસ્વામી સાથે. તમારો ખરા દીલથી **બી. એસ. મીસ્ર.**

# રાધાસ્વામી.

અલાહાબાદ, તા. ૧૨-૧૦-૯૯.

**મ્હારા વહાલા !**

તમારો તા. ૫ મીનો પત્ર પહોંચ્યો છે. તમારી તંદુરસ્તી સબંધી સાંભળી ઘણો દીલગીર છું. ખરેખર તમારી હાલની સ્થિતીમાં કાંઇપણ સંસારી કામમાં તમારી મેળે રોકાવાનું શકય નથી, અને એ પ્રમાણે કરવાની હું તમોને સલાહ આપતો નથી. પરમાર્થીક રીતે જોતાં પવિત્ર નામનું બીન તકલીફે સ્મરણ કરવામાં, અને પવિત્ર સ્વરૂપનું માનસીક ધ્યાન કરવામાં, તમારે તમારી મેળે રોકાવું જોઇએ.

દયાળુ પરમપીતાનાં સંતાનો બાહારની ગમે તે મુશ્કેલાઓ અને અડચણોમાં હોય, તોપણ, તે બધાંને તે પરમાર્થીક લાભ હમેશાં છેવટને ભાગે ખરેખર આપે છે; અને આ બાબતનો વિચાર કરીને તમે દ્દઢતાથી ખાતરી રાખો કે તમારી હાલની સ્થિતીથી, બીજું કાંઇ નહીં પરંતુ પરમાર્થીક લાભ તમોને પ્રાપ્ત થશે; પરંતુ તમારી હાલની સ્થિતી ઘણી ખીન્નતા ભરેલી અને અસહ્ય હાલના વખતમાં છે. એમ છતાં અસંખ્ય દાખલાઓમાં જોયેલી પરમપીતાની દયાનો વિચાર કરીને, તમારે તમારી છુટી જતી હીંમતને ટકાવી રાખવી. અને તેની મોજને આધારે રહીને તે જે મહેર કરીને ઠરાવે, તેને સહનશીળતાથી ભોગવો. બધાઓને ખરા દીલથી રાધાસ્વામી સાથે.

તમારો ખરા દીલથી બી. એસ. મીસ્ત્ર.

# રાધાસ્વામી.

અલાહાબાદ, તા ૧-૧૨-૯૯

**મ્હારા વહાલા !**

તમારો તા. બીજીનો પત્ર પહોંચ્યોછે. તમારા સવાલોના જવાબો નીચે પ્રમાણેછે:-

વર્ષાદની ગર્જનાનો જે અવાજ તમે સાંભળો છો, તે ત્રીકુટીમાંથી.ની ગર્જનાનો અવાજ નથી. તે એટલો બધો ખેંચાણ કરતો અને બળવાન છે કે તેનો ઘણોજ દૂર રહેતો અવાજ, લોહચુંબકથી ખેંચાતા લોઢાના કકડાઓની પેઠે, મનને એકાગ્ર કરશે. અને ખેંચશે. તમે જે સાંભળો છો તે તે અવાજનો છેટેનો પડઘો અથવા ભાસ છે; અને એ રીતે પણ તે દયા અને મહેરની નીશાની છે. જ્યારે તે આવે (સંભળાય) ત્યારે તેને સાંભળવાનું તમે ચાલુ રાખો, પરંતુ તેજ વખતે તમારે ઘંટા અને શંખના અવાજો તેમાંથી છાંટી કાઢવા જોઇએ. અને ઘંટા અને શંખના અવાજો ધીમે ધીમે પોતાની મેળે પ્રગટ થશે. અને જ્યારે તે સંભળાય ત્યારે ગર્જનાના અવાજ કરતાં તેના તરફ વિશેષ ધ્યાન આપો.

અનુકુળતાથી જેટલીવાર બની શકે તેટલીવાર તમારે સત્સંગમાં હાજરી આપવા પ્રયત્ન કરવો જોઇએ, અઠવાડીયામાં બે વાર કરતાં વધારેવાર જો તમારૂં ઘર સૂનું મૂકીને આવવાનું તમારાથી શકય ન હોય તો, તમે કહો છો તે પ્રમાણે તમારે બે વાર હાજરી આપવી. અને બીજા દીવસોમાં ઘેર પવિત્ર પોથીઓના વાંચનમાં તમારે તમારો વખત રોકવો.

બધા ખુશીમાં છે, એવી આશા રાખીને ખરા દીલથી બધાને રાધાસ્વામી સાથે.

ખરા અંતઃકરણથી તમારો **બી. એસ. મીસ્ર.**

## રાધાસ્વામી.

**અલ્લાહાબાદ,** તા. ૧૪-૧-૧૯૦૦.

**મ્હારા વહાલા !**

તમારો પત્ર પહોંચ્યો છે. તમારી તંદુરસ્તી ખરાબ થતી જાય છે, તે સાંભળીને હું ખરેખર ઘણો દીલગીર છું ખાત્રી તંદુરસ્તી તમારા મગજ ઉપર ડખલની અસર કર્યા વગર રહે નહીં. અને તે ખરેખર તમારા માત્રા અને સગાઓને ચિંતાનું કારણ હોવું જોઇએ. પરંતુ તમે ખરેખર ખાત્રી રાખો કે જે જે બને છે, તે છેવટે તમારા પરમાર્થીક હીતને માટે બને છે અને તમારી પરમાર્થીક ચઢાઇ, જો કે તે તમોને ઉઘાડી દેખાતી નહિ હોય, તોપણ તેને કોઇપણ વિષય અટકાવી શકતો નહિ. નાજુક તબીયતને લીધે જો તમે ભજનનો અભ્યાસ ન કરી શકો, અથવા તમને આત્મીક આનંદ ન મળે, તો તમારી મેળે અભ્યાસ કરવા નહિ. આ દેખીતા ગેરલાભનો પરમ દયાળ પીતા તમોને બદલો આપશે. તમોને અને બીજાઓને ખરા દીલથી રાધાસ્વામી સાથે. તમારો ઘણા અંતઃકરણપૂર્વક **બી. એસ. મીસ્ર.**

## રાધાસ્વામી.

**અલ્લાહાબાદ,** તા. ૬-૩-૧૯૦૦.

**મ્હારા વહાલા !**

તમારો તા ૨૮-૨-૧૯૦૦ નો પત્ર પહોંચ્યો છે ××× ના મનની ડોલમડોલા થયેલી સ્થિતિનું વર્ણન સાંભળીને હું દીલગીર છું. વળી બીજી જગ્યાએ.એ પણ આવા દાખલા બન્યા છે, અને એમ માલમ પડે છે કે, પોતાની લાલસાઓને માટે એવા દાખલાવાળા માણસોની કેટલીક ગુપ્ત વાસનાઓ અને કાળની અવળી અસરોને લીધે આ પ્રમાણે બન્યું છે. તેઓનું અંતઃકરણ કોઇ કોઇવાર તેમની મૂર્ખાઇથી ડંખાય છે, પરંતુ પોતાના અવળે રસ્તે ચઢેલા વિચારોને એકદમ કાબુમાં લાવવાને તેઓ શક્તિમાન નથી.

જે બની ચૂક્યું છે તે રાધાસ્વામી દયાળ જુવે છે; પરંતુ તે એટલા મોટા અને ઉંચા છે કે આવા દાખલાવાળા માણસોની ઇચ્છાઓ અને ધાર-

ણુઓ સાથે, તે એકાએક રીતે (કાંઇપણ સબંધ વગર) વચમાં પડતા નથી. અલબત યોગ્ય વખતમાં સુધારો તેમને લાગુ પાડવામાં આવશે, અને આખરે થતા નુકસાનમાંથી તેમને બચાવવામાં આવશે. આવા દીલગીરી ભરેલા દાખલાઓથી, તેથી કરીને બધા માણસોએ ચેતવણી લેવી જોઇએ. અને આવા માણસો ઉપર જે દશા ગુજરી તે દશામાંથી બચવાની ખરી ઇચ્છા ધારણ કરવી જોઇએ. તમોને પોતાને અને બધાઓને ખરા દીલથી રાધાસ્વામી સાથે. તમારો ખરા દીલથી **બી. એસ. મીસ્રા.**

# રાધાસ્વામી.

અલાહાબાદ, તા. ૧૮--૮--૧૯૦૦.

**મ્હારા વહાલા !**

તમારો તા. ૧૨ મીનો પત્ર પહોંચ્યો છે. તમારી મરજી પ્રમાણે તમો હજુર મહારાજના સ્વરૂપનું ધ્યાન કરી શકો છો, તે સાંભળી હું ખુશી થયો છું. આ પરમપીતાની દયાનું એક ચિન્હ છે; અને ભજનના અભ્યાસમાં તે મદદ કરશે. તમે જે અવાજનું વર્ણન કરો છો, તે ઉપરથી એમ જણાય છે કે તમારો અભ્યાસ સંતોષકારક રીતે થાય છે. ધાતુનો અવાજ ધીમે ધીમે ઘંટાના અવાજમાં બદલાઈ જશે. દરમીઆન તમારે તેને તેમ નગારાના અવાજને જો તેઓ જમણી બાજુએથી અથવા તો તમારા કપાળના ઉપલા મધ્ય ભાગથી આવતા હોય તો, સાંભળવા જોઇએ. આંતરીક ચૈતન્યનું બળ, અથવા તીસરા-તીલનું ખુલવું, ખરી રીતે જોતાં જ્યારે મરણની જગ્યા ઓળંગાય છે ત્યારે પ્રાપ્ત થાય છે. જો આ પ્રમાણે મરણની જગ્યા ઓળંગવાની પ્રાપ્તિ ૩૦ વરસના અથવા એક અથવા બે જન્મના ભજનના અભ્યાસથી થઇ શકે તો એમ માનવું જોઇએ કે તે ઘણી ઝડપથી પ્રાપ્ત કરવામાં આવી છે; પરંતુ ભજન વખતે સુરતાની એકાગ્રતા અને ચડાઇ, એ કાંઇ જેવું તેવું ભાગ્ય નથી; અને જો આ પ્રમાણે ભાગ્યથી થાય તો આપણે માનવું જોઇએ કે આપણે ઘણા નસીબવાન છીએ, અને આપણો અભ્યાસ વિશ્વાસ અને સહનશીળતાથી ચાલુ રાખવો જોઇએ.

પરમપીતા રાધાસ્વામી દયાળનું આ દુનીયામાં આગમનનું ખાસ કારણ હદપારનાં દુઃખોમાં પડેલી માણસ જાતનું તારણ કરવાનું હતું, તેથી કરીને જેઓ તેની આગળ જવાને, (તેને પ્રાપ્ત કરવાને) અને તેનું રક્ષણ લેવાને ખરા દીલથી ઇચ્છા રાખે છે, તેમને તે ખરેખર મદદ કરશે. વળી જ્યારે જ્યારે એમ કરવું આપણા હીતનું હશે, ત્યારે માણસના સ્વરૂપમાં તે પોતાની મેળે પ્રગટ થશે. દરમીઆન આપણે તેનું આંતરીક રક્ષણ મેળવવું જોઇએ. અને આપણે અભ્યાસ ચાલુ રાખવો જોઇએ. તમોને અને બધાઓને ખરા દીલથી રાધાસ્વામી સાથે. તમારો ખરા દીલથી **બી. એસ. મીસ્રા.**

# પુરવણી.

## રાધાસ્વામી દયાળની દયા
## રાધાસ્વામી સહાય.

### હજુર બાબુજી મહારાજના પત્રો.

(૧)

સ્મરણ અને ધ્યાનનો અભ્યાસ જે પાયા ઉપર રહેલો છે તેમા સમાયલા નિયમો:—

આપણી જાગ્રત અવસ્થાના વખતમાં (સાધારણ સ્થિતિમાં) જે જે ક્રીયાનું આપણને ભાન થાય છે, તે તે ક્રીયાઓ સ્થૂલ શરીર, તેની જોડે રહેલી ઇંદ્રીયો અને મનની ક્રીયાઓના અમલનું પરિણામ છે; અને આપણું સઘળું ભાન આ ક્રીયાઓમાંજ આવી રહેલું છે. સુરત જે સઘળી શક્તિને પુરૂં પાડનારૂં સ્થાન છે, અને જે ક્રીયાઓ કરવાને માટે કૌવત પુરૂં પાડે છે તેનું અસ્તિત્વપણું બીલકુલ અજ્ઞાત રહે છે, અને જીવાત્મા તે સબંધીનું જે સઘળું જ્ઞાન (જો તેને જ્ઞાન કહી શકીએ તો) ધરાવે છે, ને આડકતરી રીત તેની નીચેની સપાટીઓએ તેના કૌવતના પ્રત્યક્ષપણા મારફતે મેળવેલું છે. ખરૂં જરૂરનું તો એ છે કે ચૈતન્ય શક્તિને જગાડવી જોઇએ, અને તેને જાળવી રાખવી જોઇએ; અને શરીરમાં જે જગ્યાએ તેનું કેંદ્ર છે, ત્યાં ધીમે ધીમે તેની એકાગ્રતા કરવી જોઇએ; કે જેથી કરીને હાલની તેની બંધનની સ્થિતીમાં જે દ્વારો મારફતે તે કામ કરી રહેલી છે, તેને કોરે મૂકીને (તે દ્વારોની મદદ વગર) તેના ખરા સ્વભાવનું (પ્રકૃતિનું; સ્વરૂપનું)

ચૈતન્યાત્મક જ્ઞાન આપણને થાય. ઉપર કહ્યું તે અભ્યાસનો પ્રથમ ભાગ છે, અને પ્રેમ તથા આનંદના ઉંચામાં ઉંચા સ્થાનમાં છેવટે તેને દાખલ કરવાના હેતુથી સુરતાનો ચઢાવ કરવો તે બીજો ભાગ છે.

એ પ્રત્યક્ષ ખુલ્લું છે કે એકલા મન અને શરીરની ક્રીયાનો વહેવાર ચાલુ રાખવાથી ઉપર પ્રમાણે જોઇતું પરિણામ આવી શકશે નહી; અને એવી જાતનો ફેરફાર (જો કે તે ઘણો ધીમો થશે) કરવો પડશે કે જેથી કરીને ચૈતન્યનો કુલ ભંડાર, સઘળા જીવોના આત્મા, અને દરેક સુરતાને પોષનાર તત્વ, એ બધાંની સાથે સબંધ જોડીને ચૈતન્યની શક્તિઓને જગાડવાને માટે આપણે શક્તિમાન થઇએ. તે સબંધ શરૂઆતમાં ગમે તેવો ધીમા પ્રકારનો હશે તોપણ આ પ્રમાણે આપણે શક્તિમાન થઇશું. આવો સબંધ નીચે બતાવેલી ત્રણ રીતે પ્રાપ્ત થઇ શકે છેઃ—

(૧) કુલ માલીકના ખરા નામનું સ્મરણ, અથવા કુલ માલીક પ્રથમ આવિર્ભાવ (પ્રગટ) થયા તે વખતે તેમની સાથે રહેલા સર્વજ્ઞ, સર્વ પ્રકાશમાન અને સર્વ આનંદમય શબ્દનું વાચામાં અનુકરણ, (ધ્વન્યાત્મક શબ્દનું વાચ્ય શબ્દમાં અનુકરણ).

(૨) કુલ માલીકના સ્વરૂપનું ધ્યાન.

(૩) વચ્ચેનાં જુદાં જુદાં સ્થાનોમાંથી એક પછી એક નીકળતા શબ્દો, જે છેવટે ઉંચામા ઉંચા સ્થાનમાં જીવાત્માને દોરે છે, તેનું ધ્યાનપૂર્વક સાંભળવું.

ચૈતન્યનું ખરૂં તત્વ સતનામ અથવા પ્રથમના સ્વરૂપનું ભાન કરાવે છે, અને તેથી કરીને શરીરમાં ચૈતન્યના કેંદ્ર આગળ સતનામનું સ્મરણ ચૈતન્યને ધીમે ધીમે જગાડવામાં કારણરૂપ છે.

પરમપુરૂષના સ્વરૂપનો આપણાથી કોઇ ખ્યાલ થઇ શકે એમ નથી; (પવિત્ર નામ સ્મરણની માફક સત અથવા અમલ સ્વરૂપ તે પરમપુરૂષનો પ્રથમનો પ્રત્યક્ષ આવિર્ભાવ છે તેથી) અને તેથી કરીને ડુબતા જનસમૂહના ઉદ્ધારની ખાતર જેણે મનુષ્ય દેહ ધારણ કર્યો છે, અગર તો જેણે પરમ પુરૂષની સાથે એક રાગ (એક તાર) પ્રાપ્ત કર્યો છે. અને ત્યારબાદ જેનું જીવન ઇચ્છા અગર મન રહિત પરમપુરૂષની મોજને આધારે ટકી રહેલું છે; તેવી વ્યક્તિઓના સ્વરૂપનું (સ્થૂલ સ્વરૂપનું) ધ્યાન કરવું જોઇએ. એમ છતાં જે જીવાત્માઓ ભક્તિના આવા ખાસ અસરકારક સ્વરૂપનો પોતાની મેળે લાભ લઇ શકે નહિ, તેમને માટે બ્રહ્માંડના પ્રથમ સ્થાનના અધિષ્ઠાતા

દેવતાના સ્વરૂપનું ધ્યાન બતાવવામાં આવેલું છે. તે દેવતાના સ્વરૂપનાં ધ્યાનની અસર પણ એવી થશે કે જે ભૂમિકામાં આપણે મૂકાયલા છીયે, તે ભૂમિકાના સ્વરૂપોનો આપણા ઉપરનો કાબુ તેથી ઢીલો થઇ જશે, અને તે કરતાં ઉંચા સ્થાનોના સ્વરૂપને માટે આપણો પ્રેમ જાગૃત થશે; અને આ પ્રમાણે છેવટે તે ધ્યાન સુરતાને આ પ્રદેશોમાં પ્રવેશ કરાવવામાં સીધે રસ્તે દોરશે. (સુરતાનું ઉંચા સ્થાનોમાં ચઢવા માર્ગદર્શક થશે).

---

## ( ૨ )

તા. ૧૩-૯-૧૯.

આ ઘણો કઠણ (અણીનો) વખત છે, એટલે કે કુલ માલીક રાધાસ્વામી દયાળની અચૂક અને દયાળુ મોજ ઉપર શંકા રહિત વિશ્વાસનું સઘળું અંતરનું બળ દ્રઢ કરવાને આપણને પ્રેરતો ખરી કસોટીનો વખત છે. આવે વખતે આપણે પાછા હઠી જવું અને બીકણપણું દેખાડવું એ છાજતું નથી. તમને જો એમ લાગે કે કોઇ કોઈ વખત તમારી હીંમત રહેતી નથી, તો પરમપુરૂષના ચરણ તરફ અંતરમાં દોડી જાઓ અને દયા અને મદદ માટે પોકાર કરો. પરમપુરૂષના ચરણને મજબુતાઈથી વળગી રહો, અને આ મનના સઘળા દોષોને માટે અકસીર ઇલાજ છે. પરમ પીતાની મદદથી ઉપદેશ અનુસાર જીવન ગાળવા પ્રયત્ન કરોં. તમારી સારી સમજણ જે રસ્તે દોરે, તે પ્રમાણે કરો. અને પરિણામ રાધાસ્વામી દયાળની મોજ ઉપર છોડી દો. આજ પ્રમાણે હરહમેશ આપણી જીંદગીમાં અંત સુધી કરવું જોઇએ.

ખરા જીગરના તમોને અને બધાઓને રાધાસ્વાંમી.

---

## ( ૩ )

આપણા વર્તનને નિયમિત કરવા માટે અનુભવથી જણાય છે કે બુદ્ધિ-શક્તિ કાંઇ કામ આવે તેમ નથી. તેનું ખરૂં રહસ્ય એવા હકીકતથી જણાઈ આવે છે કે, ઇંદ્રીયો દ્વારા જે જે અસરો પ્રાપ્ત થાય છે તે અને સઘળી ક્રીયાઓ ધીમે ધીમે ચૈતન્ય ઉપર તેની (ખોટી) છાપ પાડે છે; અને ટુંકામાં કહીએ તો આ સઘળી અસરો તેની અંદર કોતરાઇ રહે છે, અને જયારે તે પરિપક્વ અને પૂર્ણ રીતે મજબુત થાય છે, ત્યારે પ્રારબ્ધ કર્મ

પરિણામ રૂપે નીપજાવે છે. આ ઉપરથી સમજાશે કે અહીંઆં આપણે જે કરીએ છીએ, અને અનુભવીએ છીએ, તે છેવટનો મોક્ષ મેળવવામાં કાંઇ પણ કામ લાગે તેમ નથી. પરમપીતાની મહેર અને દયામાંજ તે મોક્ષ પ્રાપ્ત કરવાની આશા રહેલી છે. તેની સાથે જોડાણ (લગ્ની) અથવા તો તેના પવિત્ર ચરણમાંથી વહેતી ધારા સાથેનો સબંધ એજ આપણા મોક્ષનું ખરૂં સાધન છે. નીચેના વ્યવહારની (ધારાઓની) માફક ઉચી ધારાઓના સબંધો આપણી વ્યક્તિઓમાં (અસ્તિત્વમાં) ધીમે ધીમે એક રસ થઇ જાય છે, અને જ્યારે તે ક્રીયા કરવાને પરિપક્વ થાય છે. ત્યારે આપણા છુટકારાની અને ઉપરની ભૂમિકાની ચઢાઇની ક્રીયા તેની મેળેજ પ્રત્યક્ષ થાય છે, અને છેવટ પરમપીતા તેના મહાન અને સુખદાયક ચરણમાં તેનાં પતીત બાળકોને બેસાડે છે, ત્યાં સુધી તે ચાલુ રહે છે.

---

( ૪ )

પરમપીતાએ અહીંઆંથી (જીવાત્માઓને) પોતાના ઉચા સ્થાનમાં ચઢાવવાને માટે પોતાની અનંત મહેરથી એક અપૂર્વ (અનન્ય) સાધન નિર્માણ કર્યું છે; અને તે બીજી કોઇપિણ વસ્તુથી અમિશ્રીત એવી પોતાનાજ ચૈતન્યની ધારા છે. આમાંજ બીજા ધર્મો કરતાં રાધાસ્વામી મતની મોટી શ્રેષ્ટતા રહેલી છે, કારણકે બીજા ધર્મોમાં (મતોમાં) ચઢાઇને માટે ઓછા વધતા પ્રમાણમાં માયાની મીલાવટવાળા ઉપાયો યોજવામાં આવ્યા છે. આ કેવો રમણીય વિચાર છે કે, તમે પરમમાતા, કે જે પરમપીતાની અસલ ધારા છે, તેના ખોળામાં તમે તમારી જાતને અર્પો છો: અને કુલ માલીકની હાજરીમાં દાખલ થાઓ છો; અને કાળ કે જે મનુષ્ય જાતનો મોટામાં મોટો દુશ્મન છે તેના તાબાના પ્રદેશોમાં ભમતા હમેશને માટે બંધ થઈ જાઓ છો. ઉપાય અને અંત (નિશાન) તત્વમાં એકજ છે. (ભક્ત, ભક્તિ, ભગવાન, અને ગુરૂ એ બધાં તત્વરૂપજ છે, અને એકજ છે.)

---

( ૫ )

તા. ૨૨-૩-૮

આપણે પાછા સુખના દિવસો પ્રાપ્ત કરીશું. એમાં કાંઇ શક છેજ નહીં. અને મારી ખાતરી છે કે માહારાજ સાહેબનો રક્ષણ કરતો હાથ, હમેશ કરતાં વધારે સંભાળ રાખતો આપણા ઉપર છે; અને આ મુશીબતના

વખતો કે જેમાંથી આપણે પસાર થઇએ છીએ, ને તેના બદલામાં કુમ-દાઓ આપશે, એટલુંજ નહિ પણ તેની પાછળ સાથે સાથે કાંઇક વધારે મજબુત, હમેશ પહોંચે તેવું અને વધારે કીંમતી પ્રાપ્ત કરાવશે, કે જેથી આપણે હાલનાં દુઃખો ભુલી જઇશું; અને પ્રેમ અને આનંદના ઉભરાઇ જતા ઝરામાં નિમગ્ન થઇ રહીશું. આ ભવિષ્યની પ્રાપ્તિની આશાઓ હાલમાં અનિશ્ચિત જણાય છે, તોપણ તેમની સત્યતા તથા આખર પ્રાપ્તિ સબંધી કાંઇ શક છેજ નહીં.

---

( ૬ )

તા. ૩૦–૧–૮.

તમારે તમારી હાલની સ્થિતિ સબંધી વધારે ચિંતવન કરવું નહિ. જે પરિસ્થિતી હાલ છે. તે પરમપીતાની મહેર અને દયાથી છેવટે સુધરશે, એવો વિશ્વાસ રાખીને તેને ધીમે ધીમે પસાર થવા દો. અલબત બને ત્યાં સુધી સાવધાન રહેવું, પરંતુ જો તમારા પ્રયત્નો સફળ ન નીવડે તો નિરાશાની સ્થિતીમાં આવી પડશો નહિ. તમારે બને ત્યાં સુધી આંતરીક રીતે વારંવાર પ્રાર્થના કરતા રહેવું; આજ તમારે મુખ્યત્વે કરીને કરવાનું છે. બાકીનું તેની મોજ ઉપર છોડી દો. વિચારની શુદ્ધતા સહેલાઇથી પ્રાપ્ત થઇ શકે તેમ નથી, પણ ક્રીયામાં થતી ગફલતમાંથી, કાળજીપૂર્વક અને ખંતથી બચાવ કરતા રહેવું. મને ખાત્રી છે કે પરમપીતા રાધાસ્વામી દયાળ તમોને મદદ કરશે.

---

# મહારાજ સાહેબના પત્રો.

( ૧ )

તા. ૨૯–૫–૧૯૦૦

આઇ રાધાસ્વામી મતના અનુયાયીઓની બાબતમાં ખરાબ અને ભ્રષ્ટ વિચારો જે તમે લખ્યા છે, તે સંચીત કર્મોનો અમલ થતો સુચવે છે, તમે જ્યારે તેવા વિચારોના પંજામાં હો, ત્યારે પણ સર્વ શક્તિમાન પીતા પોતાની મહેર તમને બતાવે છે; પણ તેમાંથી તમને બચાવવા માટે સર્વ દયાળુ રાધાસ્વામીની પ્રાર્થના તમારે કરતા રહેવું. સૌથી સચોટ જો

કે ધીમો ઉપાય એ છે કે આંતરીક રીતે રાધાસ્વામીના ચરણ કમળમાં નિયમિત અને શ્રદ્ધાપૂર્વક દોડી જવું; અને સવાર, સાંજ, અને જ્યારે જ્યારે આવા ખરાબ વિચારો તમારી પાછળ પડે ત્યારે, એ રીતે દરરોજ ધ્યાન અને ભજન કરતા રહેવું.

---

( ૨ )

તા. ૧૩-૯ ૪

કાળ અને કર્મના ધમકાવવાથી તમારે ગભરાવું નહીં પરમપીતાના શ્રેષ્ટ અને ગાઢ આશ્રયની ઓટમાં દાખલ થવાને લાયકાત પ્રાપ્ત કરતા પહેલાં એ જરૂરનું છે કે દરેકને પોતાની નિર્બળતાનું ખાસ સાચી હકીકત તરીકે (નિર્બળતા ખરી છે એમ) ભાન થવું જોઇએ. જ્યારે સુરત અંતરમાં અને પરમપીતાના સુંદર ચરણો તરફ નજીક વળે છે ત્યારે આ રીત કરવી જોઇએ. (નિર્બળતા સમજવી જોઇએ) વખતો વખત જે ખાસ મહેર અને દયા તમોને બતાવવામાં આવી છે, તેની મદદથી તમોને દરેક મુશીબતના વખતમાં આધાર મળવો જોઇએ. રાધાસ્વામી દયાળ કે જેનો કૃપાળુ આશરો તમે લીધો છે, તેની મોજ ઉપર સઘળું છોડી દો. અને જેવી રીતે અત્યાર સુધી તે તમોને મદદ કરતા રહ્યા છે. તેવી રીતે પોતાનો મદદનો હાથ તે લંબાવતા રહેશે.

---

# હુજુર મહારાજના પત્રો.

( ૧ )

તા. ૧૯-૮-૮૭

## મ્હારા વહાલા બી એસ

મનથી બહુ બીશો નહીં. આપણા પરમ પીતા રાધાસ્વામીની મહેર અને દયા ઉપર તમારો ભરોસો અને શ્રદ્ધા રાખો; અને જ્યારે જ્યારે તમે મદદને માટે યાચના કરશો, ત્યારે ત્યારે દરેક પ્રસંગે તમને મદદ મળતી રહેશે. પ્રાર્થના કરતા રહો. અને જે તમારે જોઇતું હોય તેને માટે માગતા રહો, અને યોગ્ય વખત આવ્યે તે આપણા પરમ પ્યારા પીતા તમોને આપશે. તે મેળવવામાં જે ઢીલ થશે, તે તમારા લાભ અને ફાયદા માટેજ થશે. આ મારો અભિપ્રાય છે, અને તમારો પાછલો અનુભવ આ અભિ-

પ્રામ ખરો છે કે નહીં, તે બાબતની તુલના કરવામાં મદદરૂપ થઇ પડશે.

---

( ૨ )

તા. ૮-૭-૮૮

મનને જે જે નખરાં કરવાં હોય તે કરવા દો; પણ તે તમને નુકસાન કરી શકશે નહીં. અભ્યાસ વખતે સુરતાને ખેંચ્યાથી, અભ્યાસમાંથી ઉઠયા પછી શરીરના દરેક ભાગમાં ચૈતન્ય શક્તિ ફેલાવા માટે રમતની કસરતની જરૂર છે. પણ સાધારણ સાવચેતી અને દાબ રાખવો જોઇએ, કારણકે જો દોરી ઢીલી મુકી દેવામાં આવે તો આપણે જાણતા નથી કે આપણને તે કયાં ખેંચી જશે (મતલબ કે અભ્યાસમાંથી ઉઠયા પછી જરૂર પુરતી ચૈતન્ય શકિત ફેલાવા માટે રમતની કસરત કરવી.)

---

( ૩ )

આગ્રા, તા. ૧૧-૮-૯૪

## મ્હારા વહાલા બુલચંદ !

તમારા બંને પત્રો મળ્યા છે. તેની અંદર મનની અસરોનું તમે જે વર્ણન કર્યું છે, તે તમારા અંદરના શરીરના (self)પ્રથમ વિકાસનાં ચિન્હો છે. અને તમે જે સુરત (ચૈતન્ય) વિષે કહો છો. તે તમારા પોતાના (self) ઉંચા સ્વરૂપ શીવાય બીજું કાંઇ નથી. તે સ્વરૂપ (તમારા) નીચેના સ્વરૂપ કરતાં જો કે વધારે ચેતન્ય-પ્રભાવવાળું છે, તોપણ નીચેના ચૈતન્યની માફક તે ભૂલ કરવાને પાત્ર છે: તેથી તે સ્વરૂપનાં વચનો (ઉપદેશ, સ્ફુરણા) તરફ એકદમ વિશ્વાસ મુકીને વર્તન કરવા જેવું નથી; અને આપણા મતમાં અભ્યાસની જે રીતો બતાવવામાં આવી છે તે તરફજ ફક્ત લક્ષ રાખવાનું છે. તમારા પત્રનાં જે અલૌકીક શક્તિઓ જણાવી છે, તેની શક્તિઓનો પ્રગટ દેખાવ તમારી અધ્યાત્મીક ચઢાઇમાં ઘણોજ આડે રસ્તે દોરનારો અને નુકસાન કરનાર છે; અને તેથીજ તમને તેનો ઉપયોગ કે દેખાવ કરવાને સખત પ્રતિબંધ કરવામાં આવ્યો છે, નહીં-તો તમારી ઉર્ધ્વ ચઢાઇ બંધ થઇ જશે, અને તમારે માટે યોગસીનો રસ્તો મોકળો થશે. તેથી કરીને તમોને જે કાંઇ પડદેથી જાણવામાં આવે, તે તમારે કોઇને, તે તમારો નજીકનો સગામાંઓમાંનો હોય તોપણ, જાણવા દેવું નહિ. અભ્યાસમાં બતાવેલી આપણી કારરવાઇ કરવાનો, ત-

મારો મૂળ હેતુ, શુદ્ધ ચૈતન્ય અને ચીરકાળના સુખનો પ્રદેશ, છેવટ પ્રાપ્ત કરવાને માટે તમારી સુરતાને ઉચામાં ઉંચા પ્રદેશોમાં ચઢાવવાનો અને છેવટનો મોક્ષ મેળવવાનો હોવો જોઇએ; અને વચ્ચે વચ્ચે રસ્તામાં આવતા પ્રદેશોની અદ્ભૂત (અલૌકીક) શક્તિઓની લાલસાઓથી તમારે તમારા ખરા રસ્તા અને નીશાનમાંથી (લક્ષ્યબીંદુ) પાછા હઠવું નહીં. પરમપીતાની મંજુરીને આધીન રહીને તમારા સગાઓના પરમાર્થીક કલ્યાણ માટે પ્રાર્થના કરવામાં કાંઇ હરકત નથી, પણ આ પ્રાર્થનાઓ વારંવાર અને હઠપુર્વક ન હોવી જોઇએ. બીજાઓને માટે પુછો તો, પરમપીતા પોતાને જેમ વ્યાજબી જણાય તેમ પોતાની મેળે તેમની ખબર લઇ રહ્યા છે અને તેમના મહાન નિયમોની (ઠરાવ) વચ્ચે આવવાનું તમારૂં કામ નથી. આપણા મતમાં ચઢાઇની ખાસ નીશાનીઓ નીચે પ્રમાણે છેઃ— (૧) પરમપીતા અને સતગુરૂના ચરણમાં પ્રેમ અને ભક્તિનો વધારો, (૨) અભ્યાસની અંદર મન અને સુરતાની એકાગ્રતા અને તેથી તે વખતે પ્રાપ્ત થતો ચૈતન્ય આનંદનો અનુભવ, અને (૩) આ દુનીયા અને તેના વિષયો તરફ વધતો જતો અભાવ અને ધિક્કાર. જો આ તમોને પ્રાપ્ત થતું હોય તો પરમપીતાએ બતાવેલી દયા માટે તમારે તેમનો આભાર માનવો જોઇએ અને બીજી કોઇપણ ચીજને માટે દરકાર કરવી જોઇએ નહીં; પણ આને બદલે બીજી શક્તિઓ (જો કે તે કેટલેક દરજ્જે અદ્ભૂત હોય તોપણ) ખીલી નીકળતી હોય, તો તમારે તે બાબત સાવધ અને સાવચેત રહેવું જોઇએ. મને આશા છે કે ઉપરના ખુલાસાથી તમારે તમારી હાલની સ્થિતીમાં કેવી રીતે વર્તવું; તે સ્પષ્ટ થશે; અને તે પ્રમાણે તમે વર્તશો; અને તેમ કરવાથી તમારી જાત ઉપરનો કાબુ ખોઈ દેવાના કોઇ કોઇ પ્રસંગે વિચિત્ર દેખાવો, અને તમારામાં બાળકથી જોવાતી વિચિત્ર વર્તણુક ધીમે ધીમે દુર થઇ જશે; અને તમારા અભ્યાસમાં તમે શાંતીથી અને સુખમય રીતે આગળ ચાલી શકશો.

શુભેચ્છાથી તમારો ખરા દીલથી

---

( ૪ )

તા. ૨૨–૭–૪૦.

મનના વિક્ષેપકારક અને ભટકતા સ્વભાવ બાબત તમે જે કહો છો, તે બરાબર છે; પણ પરમપીતા રાધાસ્વામી દયાળનો મજબુત હાથ બધા

કરતો વધારે મજબુતછે, અને તેના કાર્ય વચ્ચે (ગતિ વચ્ચે) કોઇ આડું આવી શકે તેમ નથી. મન એ પણ બાળક છે, અને દયાળુ અને સંભાળ રાખી રહેલા પીતા, જો કે તેની (મનની) પ્રત્યક્ષ ક્રીયામાં સુરતાની ચઢાઇમાં હરકત કરતું વળણ દેખાય છે, તોપણ ચૈતન્યના ચઢાવમાં કોઇપણ રીતે હરકત ન થાય એવી રીતે તેને તેની રમત રમવા દે છે; પણ આ કસોટીનો વખત છે, અને અભ્યાસીને સાથે સાથે તેની ઇચ્છાઓ ધીમે ધીમે પૂર્ણ કરીને, વધારે મજબુત અને વધારે સુખી બનાવે છે.

---

( ૫ )

તા. ૮–૧–૯૯.

હા, તમારી નબળાઈ બાબત જે તમે કહો છો, તે હું સમજું છું. તમોને સહેલાઇથી ખ્યાલ આવશે કે સમતોલપણું લાવવાને મને, સુરતાને (ચૈતન્યને) નીચે લાવવા માટે કોઈપણ દુનીયાદારી વિષયનો વિચાર કરવો જોઇએ. અલબત તમે ઘણીવાર ખરાદીલથી તમારી નબળાઈની બાબતમાં અને તમારા મન–પ્રવાહને પોતાની યોગ્ય જગ્યાએ લાવવાને માટે પશ્ચાતાપ કરો છો. આવી મનની સ્થિતિ કેટલોક વખત હાલ તો ચાલુ રહેશે; પણ જ્યારે પરમપીતા તરફ વધારે પ્રીત અને પ્રતીતથી, અને ઇંદ્રીયોના સુખના વિષયો તરફ ખરા અભાવને લીધે, જેમ જેમ મન વધારે અને વધારે બળ પ્રાપ્ત કરશે તેમ તેમ, તે સ્થિતી ધીમે ધીમે નાશ પામશે. હાલતો આવા આનંદો માટે લાગણી છુપાયલી અથવા ઢંકાયલી રહેલી છે. જ્યારે તમારૂં મન અને સુરતા થોડે ઉપર ચડે છે, ત્યારે તે (લાગણી) પ્રત્યક્ષ આવિર્ભાવ થાય છે. તેથી કરીને નિરાશ થશો નહીં. તે વધારે મહેર અને દયાનું કારણ છે. તમે હમેશાં પરમપીતાના ખોળામાં અને તેની દયાના ખાસ રક્ષણ અને સંભાળ નીચે છો. તમારૂં અંતઃકરણ ચોખ્ખું થવું જોઇએ; અને આજ યોજનાથી, જેમ શરીરમાં લોહી સાફ હોતું નથી, ત્યારે ગુમડાં થઇને તે વાટે ખરાબ લોહી નીકળી જાય છે, તેમ, સઘળી અપવિત્ર ઇચ્છાઓ અને આસક્તિઓ બહાર નીકળી જશે.

---

( ૬ )

તા. ૮–૩–૯૯.

મી. રીડની સાથે તમારી (થવાની) મુલાકાત સબંધે લખવાનું કે મારે માટે વખાણનાં બણગાં નહીં ફુંકવા સંભાળ રાખજો. આપણા મતના સિદ્ધાંતે; તેનું શ્રેષ્ટપણું અને સર્વદેશીપણું; અને જે સરળતાથી ભજનનો અભ્યાસ, જો કે અંતઃકરણથી સત્યને ચાહનાર માટે સહેલો છે તોપણ યુરોપીયનો માટે માંસ અને મદીરા છોડી દેવાની તેમની અશક્તી અને આનાકાનીને લીધે ઘણોજ ભારે દેખાય છે, તે સરળતા; એટલીજ બાબતોને વળગી રહીને તમારે તેમની સાથે ચર્ચા કરવી.

---

( ૭ )

તા. ૪-૭-૮૮.

તમારી માતુશ્રીની તબીયત છેક લથડી ગયાનું સાંભળી દીલગીર છું. હા, અંત નજીક આવતો દેખાય છે. તેણીએ તેના મંદવાડમાં ઘણી પ્રાપ્તિ કરી છે, અને ઉંચું સ્થાન તેને મળશે.

---

( ૮ )

તા. ૧૧-૭-૧૮.

તમારી માતા પોતાના ચાલુ મંદવાડના દીવસોમાં પરમાર્થીક રસ્તે આગળ વધે છે. જ્યારે શરીરનું હલન ચલન બંધ થાય છે, ત્યારે સુરતા પોતાની શક્તિઓ કેવી રીતે બતાવે છે; અને જ્યારે શરીરથી ભજવાતી અસરો બંધ થઇ જાય છે, અથવા નરમ પડી જાય છે, ત્યારે આપણી સુરતાથી કેટલો આગળ અભ્યાસ કરી શકાય: એ તમારી પોતાની આંખોએ જોવાને તમોને અને તમારા કુટુંબનાં માણસોને તે (મંદવાડ) એક ટુંકો બોધ છે. ચૈતન્ય શક્તિ કે જે દરેક મનુષ્ય પ્રાણીમાં વિશેષ રહેલી છે; પરંતુ જ્યાંસુધી શરીર અથવા તેની પુષ્ટતા મજબુત છે અને તેના નીચેના ભાગોમાં તેની અસર છે, ત્યાંસુધી જે (શક્તી) પોતાની મેળે પોતાનું તેજ બતાવતી નથી, તેમ બતાવી શકે પણ નહીં; તે ચૈતન્ય શક્તિમાંથી તમારી માતા પોતાનું બળ પ્રાપ્ત કરે છે. મંદવાડ જેટલા દહાડા લંબાય છે, તેટલો વખત, જો કે, તેની નાદુરસ્ત તબીયતના વખતમાં જેઓને તેના ઉપર દેખરેખ રાખવી પડે છે, તેમને કંટાળા ભરેલો અને દુઃખદાયક છે; તોપણ ખરેખર તમારી માતાની ચૈતન્યાત્મક તંદુરસ્તી અને ચઢાઇમાં તે લાભકારક છે. તેથી કરીને ગભીરા થશો નહીં, પરંતુ

આ શરીરના બંધનમાંથી તેણીનો છુટકો થવાને પરમપુરૂષે નિમેલા વખતની સહનશીળતાથી માર્ગ-પ્રતિક્ષા (રાહ) કરો.

જો તમારી રજા પૂરી થઇ ગઇ હોય તો ફીકર નથી, જરૂર હોય તો તમે અરજ કરીને રજા વધરાવો. તમારી અધીરાઇનું કારણ અને હેતુ હું સારી પેઠે સમજું છું. પરંતુ તમારી વાહાલી અને માયાળુ માતાની સેવા કરવાની તમોને આ છેલ્લી તક છે, તેથી તે તમારે આનંદથી કરવી જોઇએ; અને તે વિશેષ એટલા માટે કરવી જોઇએ કે તેથી કરીને તેણીનો આત્મા ઉંચ પદને પ્રાપ્ત થશે. બીજા કોઇની હાજરી કરતાં તમારી હાજરી તેને ઘણી આશ્વાસન આપનારી છે. તેથી કરીને જ્યાં સુધી તેની આ પ્રમાણેની શરીરની સ્થિતિ છે ત્યાં સુધી તમારે બનારસ છોડીને જવું એ સલાહ ભરેલું નથી. આ પ્રમાણે કરવાથી તમે સેવા કરશો, એટલુંજ નહીં, પણ તેણીની સ્થિતિનું તમે નિરિક્ષણ કરશો, તેમાંથી તમારા પોતાના આત્મા અથવા સુરતાને આગળ ચઢાવવાને માટે તમે મોટો લાભ પ્રાપ્ત કરશો. તમોને એકલાને લાભ થશે એટલુંજ નહીં, પરંતુ વધારામાં, આપણી સુરતાઓના મૂળ તરફ, જેટલે દરજ્જે, તેણીની સુરતાની ચઢાઇની તમારા કુટુંબનું દરેક માણસ આતુરતાથી સંભાળ રાખશે, તેટલે દરજ્જે તેને લાભ મળશે. દયાની લાગણી સાથે.

---

( ૯ )

તા. ૧૫-૪-૮૯.

તમારા પરમાર્થિક અભ્યાસમાં તમે સારી રીતે આગળ વધો છો, એ સાંભળી હું ખુશી થયો છું. છુટા પડવાનું (તમારી માના મરણથી) દુઃખ તમોને એટલું બધું લાગે છે કે કોઇ કોઇવાર તે તમોને ઘણું સખત જણાય છે. માહારા વહાલા અને પ્યારા મીત્ર, હાલ તે દુઃખને ધીરજથી સહન કર. આપણા કૃપાળુ પરમ પીતાની આ પ્રમાણે મોજ અને ખુશી છે, એમ જણાય છે. બીજા બધાઓની સાથે સરખાવતાં તે (પરમપીતા) તમારા ઉપર ઘણી વિશેષ મહેર અને દયા બતાવી રહ્યા છે, અને તેની દયા હવે પછીના કેટલાક વખત સુધી તમે ગમે ત્યાં હશો તે જગ્યાએ તમારી સંભાળ લેશે.

---

( ૧૦ )

આગ્રા, તા. ૬-૬-૮૯.

તમે મન અને તેના પ્રપંચો અને લાગણીઓ સબંધી જે જે કહો છો તે ખરૂં છે. પરંતુ મેં તમોને હાલ કહ્યું છે તે પ્રમાણે પરમપીતાની મહેર અને દયા, જે દરેક વખતે તમારી સભાળ લે છે અને તમોને મદદ કરે છે, તેના વિષે તમારે ખાતરી રાખવી જોઇએ.

તમે અને દરેક માણસ કુદરતી રીતે એવી ઇચ્છા રાખો છો કે આપણા મનની સ્થિતી એવી હોવી જોઇએ કે તે હમેશાં શાંત, અને ઠરેલ, અને પરમપીતા પ્રત્યેના પ્રેમ અને વહાલથી ભરેલી હોય. પરંતુ જો આ પ્રમાણેની સ્થિતી આપવામાં આવે તો તમારી આગળની ચડાઇમાં તે હરકત કરતા થઇ પડે. કારણકે એમ બને તો આગળ વિશેષ અભ્યાસ કરવાની ઇચ્છા રહે નહીં.

